# વિશેષાંક 06

DIGITAL EDITION
MAY 2025 

વિશેષાંક : ૦૬ મે ૨૦૨૫

# દશનામ
## સરક્યુલર

## યશસ્વી ગાથા વિશેષાંક - ૧




શ્રી દશનામ ગોસ્વામી યુવક પ્રગતિ મંડળ સુરત

**સમાજશ્રેષ્ઠીઓ**નો જીવન **પરિચય...**

# દશનામ

## ⓔ સરક્યુલર


વર્ષ : ૦૩ * સળંગ અંક : ૪૦

વિશેષાંક : ૦૬

મે ૨૦૨૫



તંત્રી
**લલિતપુરી રામપુરી ગોસ્વામી**
મો. 98985 50833

સહતંત્રી
**રમેશપુરી ઉમેદપુરી ગોસ્વામી** 'સારથિ'
મો. 99878 22505

E-mail
dashnamcircular@gmail.com



પ્રકાશન અને સંકલન
લલિતપુરી આર. ગોસ્વામી
જામજોધપુર / સુરત.

ડિઝાઈન
**જી.પબ્લીકેશન્સ**
સુરત.

પ્રાપ્તિ સ્થાન

 **વોટ્સએપ ગ્રુપ** JOIN

 **ટેલિગ્રામ ચેનલ** JOIN

 **ગુગલ ડ્રાઈવ** CLICK

 INTERNET Archive ગુજરાતી **ઓડિયો** સાથે. CLICK


## તંત્રીલેખ...

**ૐ નમો નારાયણ,**

**દશનામ પરિવારજનો તેમજ વાચક મિત્રો,**

**આપ સૌને જણાવતા આનંદ થાય છે કે દશનામ ગોસ્વામી સમાજના પ્રસિદ્ધ ઈ-મેગેઝિન ''દશનામ સરક્યુલર'' દ્વારા શ્રી દશનામ ગોસ્વામી યુવક પ્રગતિ મંડળ સુરતના પાયાના પથ્થર સમાન નિઃસ્વાર્થ ભાવે સમાજ સેવા કરતા સક્રિય કાર્યકરો તેમજ સભ્યોનો જીવન પરિચય આપતો વિશેષાંક ''યશસ્વી ગાથા વિશેષાંક-૧'' પ્રકાશિત થઈ રહ્યો છે. દરેક વિશેષાંકને આપ સૌના તરફથી ખૂબજ આવકાર મળે છે, તે બદલ આપ સૌ વાચક મિત્રો તેમજ જ્ઞાતિજનોનો ખૂબ ખૂબ ધન્યવાદ. આ અંક વિશે આપના અભિપ્રાય જરૂર મોકલશો.**

**ઉદ્દેશ્ય માત્ર એટલો જ કે નિઃસ્વાર્થ ભાવે સેવા બજાવતા કર્મઠ માનવોને સમાજ જાણે, પ્રેરણા મળે, સમાજમાં પોઝિટિવિટી આવે, એકતા વધે.**

**આપણા ભવ્ય ઈતિહાસને તાજો કરવાનો અમારો આ નમ્ર પ્રયાસ આપ સૌને ગમશે એવી આશા સાથે...**

**ૐ નમો નારાયણ.**

તંત્રીશ્રી
**લલિતપુરી રામપુરી ગોસ્વામી**

સહતંત્રીશ્રી
**રમેશપુરી ઉમેદપુરી ગોસ્વામી** "સારથિ"

# દશનામ

ⓔ સરક્યુલર

## ... અનુક્રમણિકા ...




# દશનામ
સરક્યુલર

## યશસ્વી ગાથા વિશેષાંક - ૧

ૐ નમો નારાયણ,

દશનામ પરિવારજનો તેમજ વાચક મિત્રો,

આપ સૌને જણાવતા આનંદ થાય છે કે દશનામ ગોસ્વામી સમાજના પ્રસિદ્ધ ઈ-મેગેઝિન **''દશનામ સરક્યુલર''** દ્વારા શ્રી દશનામ ગોસ્વામી યુવક પ્રગતિ મંડળ સુરતના પાયાના પથ્થર સમાન નિઃસ્વાર્થ ભાવે સમાજ સેવા કરતા સક્રિય કાર્યકરો તેમજ સભ્યોનો જીવન પરિચય આપતો વિશેષાંક **''યશસ્વી ગાથા વિશેષાંક-૧''** પ્રકાશિત થઈ રહ્યો છે. દરેક વિશેષાંકને આપ સૌના તરફથી ખૂબજ આવકાર મળે છે, તે બદલ આપ સૌ વાચક મિત્રો તેમજ જ્ઞાતિજનોનો ખૂબ ખૂબ ધન્યવાદ. આ અંક વિશે આપના અભિપ્રાય જરૂર મોકલશો.

આપણાં ગોસ્વામી સમાજના **સમાજ સેવકો, કથાકાર, ડૉક્ટર, શિક્ષક, ભજનિક, મહિલા મંડળ, ખેલાડીઓ, સંતો-મહંતો, ચેતન સમાધિઓ, શૂરવીરો, કલાકારો, વગેરે મહાનુભાવોના જીવન પરિચય** સહિતના વિવિધ સાહિત્યિક વિશેષાંકો બનાવવામાં આવી રહ્યા છે. આપ કોઈપણ ક્ષેત્રમાં વૈવિધ્ય સભર કાર્ય કરતા હોવ તો સંપર્ક કરવા વિનંતી.

**''દશનામ સરક્યુલર'' ઈ-મેગેઝિનનું કોઈ લવાજમ કે ફી લેવામાં આવતી નથી, તદ્દન નિઃશૂલ્ક ઓનલાઈન પ્રકાશિત કરવામાં આવે છે.** આપને નિયમિત અંક મળતો રહે તે માટે આ મેગેઝિનમાં આપેલ લિંક દ્વારા આપ ડાઉનલોડ કરી શકો છો. ધન્યવાદ.

**''યશસ્વી ગાથા વિશેષાંક''માં આપના દ્વારા ધંધાકીય શુભેચ્છા, વડીલોને શ્રધ્ધાંજલિ, ફેમિલી ફોટાઓ, સંસ્થાકીય, મંડળ કે આશ્રમ દ્વારા શુભેચ્છા સંદેશ મોકલી આ સેવાકાર્યમાં આપનો સહયોગ પ્રદાન કરી શકો છો... શુભેચ્છા સંદેશ માટે તંત્રીશ્રી/સહતંત્રીશ્રીનો સંપર્ક કરો.**

**ૐ નમો નારાયણ.**

તંત્રીશ્રી
**લલિતપુરી રામપુરી ગોસ્વામી**
(M.: 98985 50833)

સહતંત્રીશ્રી
**રમેશપુરી ઉમેદપુરી ગોસ્વામી** "સારથિ"
(M.: 99878 22505)

e-mail : dashnamcircular@gmail.com

## શુભેચ્છા સંદેશ



શ્રી સુરત દશનામ ગોસ્વામી યુવક પ્રગતિ મંડળને સતત પ્રગતિ કરો એવી **હાર્દિક શુભકામનાઓ.**

શ્રી સુરત દશનામ સમાજના વડીલોને ભાવભર્યા ઓમ નમો નારાયણ. ધર્મનો નેજો ફરકતો રાખજો.

હર હર મહાદેવ.. જય દશનામ..
**પરમ પૂજ્ય શ્રી ઇન્દ્રભારથી બાપુ** (જૂનાગઢ)

## શુભેચ્છા સંદેશ



શ્રી સુરત દશનામ ગોસ્વામી યુવક પ્રગતિ મંડળને સતત પ્રગતિ કરો એવી **હાર્દિક શુભકામનાઓ.**

એકતાની હાકલ પાડનારા સમાજના આદરણીય કૈલાશવાસી સ્વજનોને ભાવભરી શ્રદ્ધાંજલિ, આગેવાનોને જય શંકરની... ઓમ નમો નારાયણ.. સનાતન ધર્મની જય...
હર હર મહાદેવ.. જય દશનામ..
**પરમ પૂજ્ય શ્રી બુધ્ધ ગિરિ બાપુ** (જૂનાગઢ)

## શુભેચ્છા સંદેશ



શ્રી સુરત દશનામ ગોસ્વામી યુવક પ્રગતિ મંડળને સતત પ્રગતિ કરો એવી **હાર્દિક શુભકામનાઓ.**
શ્રી સુરત દશનામ સમાજના વડીલોને મારા ભાવભર્યા ઓમ નમો નારાયણ. શિવત્વનો પ્રચાર, પ્રસાર કરતા રહીએ.
એજ આપણો ધર્મ અને એજ કર્મ છે.
હર હર મહાદેવ.. જય દશનામ..

**પરમ પૂજ્ય શ્રી ગિરિ બાપુ** (કથાકાર).

## શુભેચ્છા સંદેશ



શ્રી સુરત દશનામ ગોસ્વામી યુવક પ્રગતિ મંડળને સતત પ્રગતિ કરો એવી **હાર્દિક શુભકામનાઓ.**

આપણાં સમાજના વડીલોને સ્નેહ ભર્યા ઓમ નમો નારાયણ. સનાતન ધર્મની જય... હર હર મહાદેવ.. જય દશનામ..

**પરમ પૂજ્ય શ્રી ભુવનેશ્વરીગિરિ માતાજી.**
આહ્વાન અખાડા, શિવશક્તિ આશ્રમ, અમદાવાદ.

## શુભેચ્છા સંદેશ



શ્રી સુરત દશનામ ગોસ્વામી યુવક પ્રગતિ મંડળને સતત પ્રગતિ કરો
એવી **હાર્દિક શુભકામનાઓ...**

કર્મઠ વડીલશ્રીઓને ઝાઝા કરીને વંદન.
ઓમ નમો નારાયણ.. હર હર મહાદેવ.. જય દશનામ..

શ્રી અખિલ કચ્છ દશનામ ગોસ્વામી સમાજ, પ્રમુખ શ્રી
**અમૃતગિરિ પ્રેમગિરિ ગોસ્વામી** (ગાંધીધામ)

## શુભેચ્છા સંદેશ



શ્રી સુરત દશનામ ગોસ્વામી યુવક પ્રગતિ મંડળને સતત પ્રગતિ કરો
એવી **હાર્દિક શુભકામનાઓ...**
દશનામ સમાજનાં મહા માનવોને ઝાઝેરા જુહાર.
ઓમ નમો નારાયણ.. હર હર મહાદેવ.. જય દશનામ..

**શ્રી રમેશગિરિ કરશનગિરિ ગોસ્વામી.** (મુન્દ્રા).
પ્રમુખ શ્રી, શ્રી મહા ગુજરાત દશનામ મહા મંડળ,
કચ્છ પ્રદેશ.

## શુભેચ્છા સંદેશ



શ્રી સુરત દશનામ ગોસ્વામી યુવક પ્રગતિ મંડળને સતત પ્રગતિ કરો
એવી **હાર્દિક શુભકામનાઓ.**
શ્રી સુરત દશનામ સમાજનાં મુઠ્ઠી ઉંચેરા માનવીઓને કોટિ કોટિ
વંદન.
ઓમ નમો નારાયણ.. હર હર મહાદેવ.. જય દશનામ..

**શ્રી દેવેન્દ્રગિરિ રેવાગિરિ ગોસ્વામી** (કુકમા)
ઉપપ્રમુખશ્રી, શ્રી મહા ગુજરાત દશનામ મહા મંડળ.

## શુભેચ્છા સંદેશ



શ્રી સુરત દશનામ ગોસ્વામી યુવક પ્રગતિ મંડળને
સતત પ્રગતિ કરો એવી
**હાર્દિક શુભકામનાઓ.**

ઓમ નમો નારાયણ.. હર હર મહાદેવ.. જય દશનામ..

**શ્રી શિવપુરી કેવળપુરી ગોસ્વામી** (પલાંસવા, વાગડ.)
ઉપ પ્રમુખ શ્રી મહા ગુજરાત દશનામ મહા મંડળ, કચ્છ પ્રદેશ.

યશસ્વી
**ગાથા...**




# શ્રી દશનામ ગોસ્વામી યુવક પ્રગતિ મંડળ સુરત

આપણે સૌ જાણીએ છીએ કે પુરાતન શાસ્ત્રોમાં સુર્યપુત્રી તાપી નદીનું ખૂબજ મોટું નામ છે અને આજ તાપી નદીના કિનારે અશ્વીનીકુમાર નામે કુંવારી જગ્યા છે. આ જગ્યાએ દાનવીર કર્ણનો અગ્નીદાહ દેવાયો હતો. તેમજ પુણ્યગાથામાં ગંગાનદીમાં સ્નાન કરવાથી પાપનો નાશ થાય છે. યમુના નદીના આચમનથી પાપનો નાશ થાય છે અને નર્મદા નદીના દર્શનથી પાપનો નાશ થાય છે. પણ તાપી નદીનું નામ લેવાથી પાપનો નાશ થાય છે. આ તાપી નદીને કિનારે આવેલ હાલનું શહેર સુરત જે કવિ નર્મદની જન્મભુમિ છે અને સમગ્ર ભારત દેશનું પ્રતિબિંબ છે. સુરત શહેરમાં સમગ્ર ભારતમાંથી આવીને લોકો વસ્યા છે અને પોતાના જીવનને ધન્ય અનુભવે છે. સુરત શહેર માટે જો કાંઈ કહેવું હોય તો સ્વચ્છ શહેરમાં ભારતભરમાં પ્રથમ ક્રમાંકે છે. તેમજ ઓવરબ્રીજ પુલોનું શહેર છે. સુરત એટલે સોનાની મુરત, સુરતમાં માનવી નહીં પણ માનવતા વસે છે. જેનાં કાર્યો ભામાશાની યાદ અપાવે છે. અહીંનાં લોકો પરમાર્થના કામમાં મદદરૂપ થવા હંમેશા તૈયાર હોય છે. આજ શહેરમાં જેમ અલગ અલગ સમાજના લોકોએ કર્મભુમિ બનાવી તેવી જ રીતે આપણા શ્રી દશનામ ગોસ્વામી બંધુઓ પણ કમાવાના અર્થે આવીને વસ્યા અને અહિંની ભુમિને પોતાની કર્મભુમિ બનાવી.

લગભગ ૧૯૬૦ થી ૧૯૭૦ ના દાયકામાં સમગ્ર ગુજરાત તેમજ



**રાજસ્થાન તથા મહારાષ્ટ્રમાંથી આપણાં સમાજના ભાઈઓ સુરતમાં આવીને વસ્યા. માંડ માંડ દશેક સભ્યો હશે તેઓ થોડા થોડા અંતરે એકબીજાને મળે અનો સુખ-દુઃખનાં ભાગીદાર બને તેમજ નવા આવનાર ગોસ્વામી બંધુનાં આધાર સ્તંભ બને. આવી રીતે આપણાં સમાજના લોકો સુરતમાં આવવા લાગ્યા. સમય** જતાં અનેક પરિવાર અલગ-અલગ ગામમાંથી આવીને વસવા લાગ્યા. જેમ સમૂહ મોટો થયો તેમ અનેક નવા પ્રશ્નો ઊભા થવા લાગ્યા. જેનાં ઉકેલ માટે એક સંગઠન એટલે મંડળની રચના કરવાની પ્રેરણા થઈ.

**મંડળની રચના પહેલાના પ્રેરણાત્મક પ્રશ્નો :**

૧) અહીં કેટલા લોકો આવીને વસ્યા છે તેની યાદી

૨) અહીં રહેતા લોકોના નામ-સરનામાં તેમજ તેમને સંપર્ક કેવી રીતે થાય તેની યાદી.

૩) કોના દીકરા-દીકરી મોટા થયા છે તેનું ભવિષ્ય શું છે? તેનો વિચાર..

૪) સાથે મળીને સુખ-દુઃખમાં સહભાગી થવાની ભાવના.

૫) કોઈ વ્યકિત બિમાર પડે તો તેની સાથે ઊભા કેવી રીતે રહેવું.

૬) કોઈ વ્યકિતનું કૈલાસગમન થાય તો તેની સાથે ઊભા રહેવું.

૭) કોઈ વ્યક્તિનાં કામ ધંધામાં મુશ્કેલીના સમયે તેને કેવી રીતે મદદ કરવી.

આવા નાના નાના પ્રશ્નો પણ અતિ મહત્ત્વના આ પ્રશ્નોના ઉકેલ માટે સુરતમાં મંડળની સ્થાપના થઈ. જેની સભ્ય ફી રૂા. ૨/- લેખે નકકી થઈ હતી અને મહિને એકવાર મળવાનું નક્કી કરેલું. સમય જતા આ મંડળ મોટું થયુ જૂના વડીલોના આ પાયાનું મંડળ યુવકોના હાથમાં ગયું પણ ત્યાં સુધીમાં તો ખૂબજ સમય નીકળી ગયો હતો અને છેલ્લે...

શ્રી દશનામ ગોસ્વામી યુવક મંડળ-સુરત ની વિધિવત્ સ્થાપના થઈ. આજે આ મંડળ ૩૦ વર્ષ કરતા વધુ સમય વિતાવી ચૂકયું છે અને અદ્ભુત કાર્ય કરી રહ્યું છે. એટલે જ તો મંડળની



યશસ્વી ગાથા લખાઈ રહી છે. ૧૯૯૬ની સાલમાં નવેસરથી સભ્યોની નોંધણી શરૂ કરવામાં આવી અને આજીવન સભ્યફી રૂા. ૧૨૦/- નકકી કરી અને મંડળ શું કામ કરશે તેના માટેના વિચારો કરવામાં આવ્યા. સૌ પ્રથમ મંડળનો પાયાનો પશ્ન હતો સમાધી સ્થાનનો. જેના માટે મંડળ બનાવવું અને રજીસ્ટ્રેશન કરાવવું એવું નકકી થયું. ત્યારબાદ સુરતમાં સમાધી સ્થાન માટે જગ્યા મેળવવી એવું નકકી થયું. સૌ કોઈ સભ્ય તન-મન-ધનથી મંડળમાં પોતાનો સહકાર આપવા લાગ્યા. લોકો ચાલતા અથવા સાયકલ ઉપર તેમજ બાઈક ઉપર દશનામ સમાજનાં લોકોનો સંપર્ક કરવા લાગ્યા. ઘરનું પેટ્રોલ તથા સમય ખર્ચીને લોકોને મંડળમાં જોડાવા માટે ઘરે ઘરે જઈને સમજાવવા લાગ્યા અને મંડળના સભ્યો બનાવવા લાગ્યા. થોડાક જ દિવસમાં અંદાજીત ૩૫૦ થી વધુ સભ્યો થઈ ગયા અને પ્રતિ મહિનાની પહેલી તારીખે મીટીંગ દ્વારા એકબીજાના સંપર્કમાં રહેતા થયા. કોઈપણ સંજોગોમાં સમાધી સ્થાનની જગ્યા મેળવવી અને સમાધીનો પ્રશ્ન હલ કરવો. તેના માટે લોકો એકમત થઈ ગયા હતા. મંડળનો એક સંકલ્પ થઈ ગયો હતો, જો સરકાર જમીન આપે તો ઠીક છે નહીં તો વેચાતી જમીન લેવી. પણ સમાધી સ્થળની જગ્યા કોઈપણ સંજોગોમાં વહેલામાં વહેલી તકે લેવી. જેના માટે વડીલો અને યુવાન સભ્યોએ અથાગ પ્રયત્નો શરૂ કર્યા. જે લોકોએ અથાગ મહેનત કરી છે તેઓના નામોનું લીસ્ટ ખૂબજ મોટું છે. આથી બધાના નામ લખવા શકય નથી. અને કદાચ એકાદ વ્યકિતનું નામ રહી જાય તો વ્યકિત દોષની સંભાવના હોવાથી કોઈપણ જગ્યાએ વ્યકિતગત નામનો ઉલ્લેખ કર્યો નથી. જેની દરેક વાચક મિત્રોએ નોંધ લેવા વિનંતી.

## કૈલાસધામ સમાધી આશ્રમ – છાપરાભાઠા, સુરત.

તીવ્ર ઈચ્છા અને એકમેળ જબ્બર જસ્ત સંગઠનથી કાર્ય કરતા આ મંડળના કાર્યકરોની આતુરતાનો અંત સને ૧૯૯૯ની સાલમાં આવ્યો. છાપરાભાઠા ગામે તાપી નદીના પડ ઉપર પણો તથા બાવળીયાની વચ્ચે પડેલી આ જમીન સમાજના કાર્યકરોને એક ભાઈએ

દાનમાં આપવી છે એવી વાત કરી અને તમારા સમાજના લોકોને આ ઉપયોગમાં આવશે. તેવું કહ્યું પછી તો શું વાત કરવી. ફકત એક અઠવાડીયામાં બાવળીયા કાઢીને સુંદર ઝાડવા રોપાઈ ગયા અને ફરતે તાર ફેન્સીંગ કરાવી નાખ્યુ અને એક સુંદર મજાનો આશ્રમ તૈયાર થઈ ગયો અને ત્યાં જઈને એટલી ટાઢક મળે કે આપણને પણ મરવાનું મન થઈ જાય. કૈલાસધામ સમાધી આશ્રમનો ઈતિહાસ અટપટો અને ખૂબજ સંઘર્ષપૂર્ણ રહ્યો હતો. આજે ૨૫ વર્ષ બાદ પણ આ જગ્યામાં કોઈ વિવાદ નથી. ફકતને ફકત શાંતિ છે. અહીંના ઝાડવાનો શિતળ છાંયડો ભરઉનાળે પણ શાંતિ આપે છે. અહીં અંદાજીત ૩૦૦ કરતા વધારે સમાધિઓ અપાઈ ચૂકી છે. લોકોના સાથ અને સહકારથી આ જગ્યા એટલી બધી રળિયામણી છે કે કહેવાય કે જામનગરનું સ્માશાનગૃહ જોવા લાયક છે તો સુરત મુકામે આવેલ આ સમાધીસ્થાન પણ એનાથી ઓછુ ઉતરે એમ નથી. સમગ્ર ગુજરાતમાં શ્રી દશનામ ગોસ્વામી સમાજમાં ડંકો વગાડે તેવું છે. અહીં આવેલ શ્રી તરતીયા હનુમાનજી મહારાજના મંદિરમાં બિરાજમાન દાદા સમગ્ર સમાજનું આસ્થાનું પ્રતિક છે. અહીં વાર તહેવાર અને રજાના દિવસોમાં જ્ઞાતીજનો પીકનીકના સ્થળ તરીકે પણ ઉપયોગ કરે છે. અહીં સંતોને સાધના કરવા માટે પણ વ્યવસ્થા છે. તેમજ નાના મોટા પ્રસંગ કરવાની સગવડતા છે. અહીં ૨૦૦૦ વ્યકિતઓનો જમણવાર થઈ શકે ત્યાં સુધીની સગવડતા છે. જેનો લાભ જ્ઞાતિજનો લે છે. એકંદરે શ્રી દશનામ ગોસ્વામી યુવક પ્રગતિ મંડળ સુરતનું શાન અને ઘરેણું છે. આ આશ્રમ જેનાં વખાણ કરવા અથવા તો એના વિશે લખવા પેન પણ



થાકી જાય, વાત ખૂટે નહીં તેવો આ આશ્રમ છે. સુરતથી દૂર રહેતા લોકો સુરતમાં આવીને આશ્રમની મુલાકાત લઈને ગૌરવ સાથે ધન્યતા અનુભવે છે અને બોલી પડે છે "આવું સમાધી સ્થાન આખા ગુજરાતમાં અમે જોયું નથી." જો આ આશ્રમ વિષે કહેવું હોય તો આ સમાજની એકતાના લીધે શકય છે. અહીં આટલી શાંતિ એકતાને લીધે જ તો છે. અને સમૂહ નકકી કરે તો કોઈપણ

અઘરા કાર્યો પણ સહેલાથી પાર પાડી શકાય છે. પણ આપણે તો શ્રી દશનામ ગોસ્વામી યુવક પ્રગતિ મંડળ-સુરતની યશસ્વીગાથા લખવા જઈ રહ્યા છીએ ત્યારે ફકત એકજ નહીં પણ મંડળના અનેક એવા કાર્યો છે જેના દ્વારા મંડળની અલગ ઓળખ ઊભી થાય છે અને તેને બિરદાવવાનું મન થાય છે.

**કૈલાસ વાટિકા લસકાણા – સુરત.**

શ્રી દશનામ ગોસ્વામી યુવક પ્રગતિ મંડળ સુરતનું એક સ્વપ્નું હતું કે સુરતમાં આપણું સમાધી સ્થળ હોવું જોઈએ. જે કૈલાસધામ સમાધી આશ્રમ છાપરાભાઠા દ્વારા પુરૂ થયું. પણ આ જગ્યા એ સરકાર દ્વારા નીમ થયેલી નથી. જેથી મંડળનાં પ્રયત્નો ચાલું હતાં. જેમાં સને ૨૦૧૯માં સરકારશ્રી દ્વારા લસકાણા મુકામે એક એકર જમીન સમાધી સ્થાન માટે નીમ કરવામાં આવી. અને સમગ્ર શ્રી દશનામ ગોસ્વામી યુવક પ્રગતિ મંડળ - સુરત મંડળનું સ્વપ્નું સાકાર થયું. જેના માટે કહી શકાય કે સ્વપ્નો હંમેશા પુરા થાય જ છે.

વરાછા રોડ વિસ્તારના મધ્યમાં ખૂબજ કિંમતી જગ્યા જેની બજાર કિંમત અંદાજીત ૫૦ કરોડ રૂપિયા કહેવાય. આ જગ્યા સરકારશ્રીએ આપણને કોઈપણ ફી લીધા વગર મફત આપી. પણ આ જગ્યાના વિકાસમાં ઘણો ખર્ચ થાય તેમ હતો. મંડળ વતી દાતાશ્રીને હાંકલ કરી તેમજ પ્રત્યેક સભ્યોને ડેવલોપીંગ ફીનાં પૈસા નકકી કરીને એક અદ્‌ભુત કામને હાથમાં લીધું. સમગ્ર જગ્યામાં પહેલાં માટી પૂરાણ કર્યું ત્યારબાદ જગ્યાની ફરતે ૯ ફૂટ ઊંચી દિવાલ અને એની ઉપર ૨ ફૂટનું તાર ફેન્સીંગ કર્યું. ૩ મોટા રૂમ બનાવ્યા જેમાં અંદાજીત ૧૦૦ લોકો બેસી શકે છે. તેમજ બાથરૂમ તથા ટોઈલેટ બ્લોક બનાવ્યા અને એક નાહવાની ચોકડી. આ બધા કામનો ખર્ચ ૪૮ લાખ જેટલો થયો જે ટુંકા સમયમાં લોકોના સાથ સહકારથી શકય બન્યું. અહીં સંસદ સભ્યના ગ્રાન્ટમાંથી એક વિશાળ ડોમની સુવિધા પણ થઈ ગઈ છે.

આ જગ્યાનો મલ્ટીપર્પઝ માટે ઉપયોગ કરવાનો છે. મંડળનાં મધ્યમ સ્થિતિના લોકોને ત્યાં શુભ પ્રસંગે જે લોકોને વાડી રાખવી પડે છે તેને બદલે આ જગ્યાનો ઉપયોગ કરે તો તે સભ્યના ઘણા બધા પૈસા બચી જાય. તેમજ સુરતમાં બહારગામથી કોઈપણ ભણવા આવે તો તેના માટે છાત્રાલયની વ્યવસ્થા તેમજ જો કોઈ સંત-મહાત્મા આવે તો તેના માટે રહેવા સંતનિવાસ આવા આયોજનમાં આ જગ્યાનો ઉપયોગ કરવાનું વિચારી રહ્યા છીએ. તેમજ સમાધી આપવાનું તો ચાલુ જ છે. આ જગ્યા પણ સુરતના મંડળનું ઘરેલું છે જેને લેધે મંડળનાં ચાર-ચાંદ લાગી ગયા છે. તેમજ સગવડતાનો સતત વધારો થાય અને આ જગ્યાનો મંડળના સભ્યો

વધુને વધુ ઉપયોગ કરે તેવા પ્રયત્નો ચાલુ જ છે.

આવનારા ૧૦ વર્ષમાં આ જગ્યા એક એવી મોટી ઉપયોગીતાવાળી બનશે કે જેના દ્વારા મંડળના સભ્યોના લાખો રૂપિયા બચી શકશે. આ જગ્યામાં એક ઠરાવ દ્વારા નકકી કરેલું છે કે અહીં બેસણું કે ભંડારો અથવા શકિતપૂજન જેવા કાર્યક્રમ તદ્દ્ન ફ્રીમાં થશે. જેમાં પાણી તેમજ લાઈટબીલનો ખર્ચ પણ સમાજ ભોગવશે. સુરતમાં આવો તો આ જગ્યાની ચોકકસ મુલાકાત લેવા આપને સહૃદય આમંત્રણ પાઠવીએ છીએ.

**શા માટે મંડળની યશસ્વી ગાથા લખવી?**

શ્રી દશનામ ગોસ્વામી યુવક પ્રગતિ મંડળ સુરત એક નહીં પણ અનેક એવા કાર્યો છે જેના દ્વારા સમગ્ર ગુજરાતમાં એક પ્રભાવશાળી પ્રતિષ્ઠિત મંડળની ઓળખ છે. તો જાણો આ મંડળની વિષિષ્ટતા. આ મંડળ અંદાજીત ૫૦ વર્ષ જુનું પણ નામકરણ અને ટ્રસ્ટ બનાવ્યા ત્યારથી ગણીએ તો ૩૦ વર્ષ જુનું ગણાય અને આ મંડળમાં અત્યારે ૧૧૪૨ આજીવન સભ્યો છે. આ મંડળમાં સૌરાષ્ટ્ર તથા ઉત્તર ગુજરાત અને સમગ્ર ગુજરાતના દશનામ ગોસ્વામી ભાઈઓ સભ્યો છે. આ ઉપરાંત રાજસ્થાન તેમજ મહારાષ્ટ્રના પણ અનેક સભ્યો છે. સૌ સાથે મળીને એકમેક થઈને રહે છે. સુરતનું આ મંડળ ગુજરાતમાં ચાલતા અનેક મંડળનું હંમેશા સહયોગી રહ્યું છે. પણ કયારેય પણ વાદ-વિવાદમાં પડયું નથી. આ મંડળ દ્વારા અનેક પ્રવૃત્તિ થાય છે જે નીચે મુજબ છે.

* કૈલાસધામ સમાધી આશ્રમ - છાપરાભાઠા.
* કૈલાસ વાટીકા - લસકાણા.
* સભ્યોની નોંધણી તેમજ તેનો વહિવટ ટ્રસ્ટ દ્વારા કરવો.
* સભ્યોના બાળકોને પ્રોત્સાહિત કરતો સારસ્વત સન્માન સમારોહ પ્રતિવર્ષ.
* સારસ્વત સન્માન સમારોહમાં સ્નેહભોજનમાં અંદાજીત ૨૦૦૦ વ્યક્તિઓ સાથે જમે છે.
* નૂતન વર્ષના પ્રથમ દિવસો સ્નેહમિલનનું આયોજન.
* સમયાંતરે શાહિ સમૂહલગ્નનું આયોજન.
* મંડળનો સમગ્ર વહિવટ વોટ્સએપના માધ્યમથી, આમંત્રણ આપવું, કોઈ નવિન વાતની જાણ કરવી તથા સભ્યના અવસાનની નોંધ.
* મંડળનો હિસાબ વોટ્સએપ દ્વારા પ્રત્યેક વ્યકિત સુધી પહોંચાડવો.

**મંડળના ભવિષ્યના આયોજન :**

* કૈલાસ વાટીકા - લસકાણા ખાતેની જગ્યાનો મલ્ટીપર્પઝ ઉપયોગ કરવો.

(૧) સમાધી સ્થળ, (૨) સંતનિવાસ,

(૩) બોર્ડીંગ માટે, (૪) શુભ પ્રસંગે વાડી માટે.

* વધુમાં વધુ ટ્રસ્ટી બનાવવા અને એકત્રીત થયેલ ભંડોળમાંથી ઉચ્ચ અભ્યાસ કરતા બાળકોના માટે નજીવા દરે લોનની વ્યવસ્થા.
* મંડળના સભ્યોને ઘરના ઘર લેવા માટે સહાયક લોનની યોજના.
* બહેનોના વિકાસ માટે અંગત રોકડા લોનની યોજનાં.

મંડળમાં પ્રમુખશ્રી તથા સર્વે કાર્યકરશ્રીઓ તેમજ સભ્યશ્રીઓનાં સાથ અને સહકારથી મંડળ અવિરત પ્રગતિ કર્યા કરે છે. સૌ પોતનાં ભાગે આવતું કામ પોતાનું ગણીને કરે છે. સૌને સંતોષ છે કે સુરતમાં આપણું મંડળ અદ્ભુત છે. સૌની મહેનતના પ્રતાપે આવનારી પેઢીમાં સંસ્કૃતિ સચવાશે અને સ્વમાની જીવન જીવાશે. અહીં પ્રત્યેક સમાજની વ્યકિતની મહેનતથી એવા ઘણા બધા કર્યો હશે જેના માટે સૌ કોઈ ગૌરવ લઈ શકે. મંડળ ખૂબ ખૂબ મોટા કાર્યક્રમો કરે છે પણ આ ત્યારે જ શકય બને છે જ્યારે દાતાશ્રીઓ ઉદાર હાથે દાન આપે છે. આ દાનની સરવણીથી પ્રતિ વર્ષ સારસ્વત સન્માન સમારોહમાં અંદાજીત ૪.૫૦ લાખ રૂા. નું દાન જોઈએ. આ સિવાય નાના મોટા નવિન કામ નિકળે ત્યારે અલગથી દાન તેથીજ મંડળના કાર્યકરો કહે છે હે પરમાત્મા અમારા સમગ્ર મંડળના સભ્યોનું સ્વાસ્થ્ય સારૂ રાખજો અને તેમનું દીર્ઘ આયુષ્ય થજો. પણ અમારા દાતાશ્રીના હૃદયમાં સદાય તમો બિરાજજો જેથી મંડળ વતી કાર્યો થયાં કરે.

આપણા દશનામ ગોસ્વામી સમાજનું અગ્રણી મેગેઝિન **''દશનામ સરક્યુલર -વિશેષાંક''** ના તંત્રીશ્રી લલિતપુરી રામપુરી ગોસ્વામી તથા સહતંત્રીશ્રી રમેશપુરી ઉમેદપુરી ગોસ્વામી દ્વારા આ **''યશસ્વી ગાથા વિશેષાંક''** બનાવવા જઈ રહ્યા છીએ ત્યારે ઉપરોકત માહિતી અમોને સક્રિય કાર્યકરો દ્વારા મળી છે જે માહિતી વિશેષાકના રૂપમાં આપની સમક્ષ પ્રકાશિત કરી રહ્યા છીએ.

આ વિશેષાંકમાં શ્રી દશનામ ગોસ્વામી યુવક પ્રગતિ મંડળ સુરતમાં તન-મન-દાનથી સેવા આપનાર કાર્યકરશ્રીઓના જીવન વિશે કંઈક લખવું છે, તદ્ઉપરાંત મંડળમાં તેઓએ આપેલી સેવા વિશે લખવું છે. અમારી પાસે અંદાજીત ૭૦ થી ૮૦ પાયાના પથ્થર સમાન સક્રિય કાર્યકરોનું લીસ્ટ આવ્યું છે. તેમ છતાં પણ કોઈપણ વ્યકિતને એવું હોય કે મેં સુરત સમાજમાં મારું યોગદાન આપ્યું છે તેઓએ ફોન કરીને તંત્રીશ્રી અથવા સહતંત્રીશ્રી રમેશપુરી ગોસ્વામીને વોટ્સએપ દ્વારા પોતાની વિગતવાર માહિતી આપી શકે છે. આ માહિતીના આધારે અમો અમારા વિશેષાંકમાં સામેલ કરી શકીશું. આ અંક સૌ કોઈની સમાજ સેવાને બીરદાવવાના હેતુથી પ્રકાશિત






કરી રહ્યા છીએ. જે સભ્યોની માહિતી અમોને પ્રાપ્ત થઈ છે તેવા સભ્યોનો જ આ અંકમાં સમાવેશ કરેલ છે. બાકીના સભ્યોની વિગતવાર માહિતી જેમ જેમ આવતી જશે તેમ બીજા અંકમાં સામેલ કરવામાં આવશે.

નોંધ : આ અંક એક અમરગાથા સમાન બનવા જઈ રહ્યો છે તેની ફિઝીકલ કોપી તથા મીડયા કોપી બનશે અને લાખો લોકો સુધી પહોંચશે અને કાયમી સંભારણું બની રહેશે.

આ અંક આપણા દશનામ સમાજ ઉપરાંત દરેક સમાજના લોકો સુધી પહોંચે છે. એ પણ કોઈપણ વાર્ષિક લવાજમ કે કોઈ ફી વગર, તદ્દન મફત. અત્યાર સુધીમાં અમારા દ્વારા "દશનામ સરક્યુલર" મેગેઝિનના કુલ ૩૭ અંકો પકાશિત થઈ ચૂકયા છે.

આપનો "શુભેચ્છા સંદેશ" અમારી આ સેવાને અવિરત ચાલુ રાખવા બળ પુરુ પાડી શકે છે.

**માટે આ વિશેષાંકમાં કોઈપણ વ્યકિત પોતાના 'શુભેચ્છા સંદેશ' દ્વારા ધંધાની જાહેરાત, ફેમીલી ફોટો સાથે શુભેચ્છા તેમજ શ્રધ્ધાંજલિ રૂપે આપની જાહેરાત આપી અમારા આ સેવાના કાર્યને અવિરત ચાલુ રાખવા સહયોગી બની શકે છે. જેની વિગતવાર માહિતી તંત્રીશ્રી લલિતપુરી ગોસ્વામી, મો.નં. ૯૮૯૮૫ ૫૦૮૩૩ તથા સહતંત્રીશ્રી રમેશપુરી ગોસ્વામી – મો.નં. ૯૯૮૭૮ ૨૨૫૦૫ નો સંપર્ક કરવો.**

ૐ નમો નારાયણ... જય દશનામ...

- રમેશપુરી ગોસ્વામી 'સારથિ'

**ખુલ્લા પુસ્તક જેવું ફક્ત એ લોકો સામે જ બનાય,**
**જેને વાંચતા અને સમજતા આવડતું હોય.**

સમાજ
**ગૌરવ...**




## શ્રી સુરત દશનામ ગોસ્વામી સમાજના પાયાના પથ્થર

# કૈલાસવાસી મનુપુરી નવલપુરી ગોસ્વામી

### (દરેડ, બાબરા / સુરત)

શ્રી સુરત દશનામ ગોસ્વામી સમાજમાં એકતાનો પાયો નાખનાર મહાન વિભૂતિઓને યાદ કરવાની કવાયત આરંભી છે, એમાં સૌથી પહેલું નામ કૈલાશવાસી મનુપુરી બાપુનું લેવું પડે. સુરતમાં દશનામ સમાજમાં જવલ્લેજ એવું બને કે મનુ બાપુને ઓળખતું ન હોય. અનેક સામાજિક કાર્યો કર્યા. સુરત મંડળના સ્થાપક સભ્ય માનાં એક. બાબરા તાલુકાના નાનકડા ગામડાના, પણ ભારે હૈયાબળુકા.

70ના દાયકામાં ધંધાર્થે સુરત સ્થાઈ થયા. પણ માત્ર ધંધો કરવો એ જ જીવનનો ઉદ્દેશ્ય નહોતો. ધંધાની સાથે સાથે સમાજ માટે પણ સમય આપતા. કન્ટ્રકશન ના વ્યવસાયમાં સંઘર્ષ કરીને મોટું નામ બનાવ્યું. મારા સમાજનો કોઈ પણ માણસ પાછળ ન રહી જવો જોઈએ... એવી

ફિલોસોફી સાથે જીવન જીવ્યા. એમની ઓફિસમાં વ્યવસાય ના કામોની સાથે સમાજના કામો પણ થતા રહેતાં. તન, મન, ધનથી સેવા કરતા. કોઈને કામે લગાડતા, કોઈને શિક્ષણની સહાય કરતા, કોઈને ધંધાર્થે પૈસા આપતા... આવાં અનેક સામાજિક કાર્યોમાં હમેશાં આગળ રહેતા. એમની પ્રેરણાથી અનેક સામાજિક કાર્યો થયાં છે.

એમનાં લગ્ન અમરેલી મુકામે પ્રેમ ગંગેશ્વર મહાદેવ મંદિરના મહંત શ્રી બળવંતગિરિ બાપુનાં દીકરી શારદાબેન સાથે થયાં. સંતાનોમાં એક દીકરો દિનેશપુરી અને ચાર દીકરીઓ છે. કોરોનામાં એમનું નિધન થયું. પિતાના ગુણ પુત્રમાં ઉતર્યા છે. શ્રી દિનેશપુરી બાપુ પણ સમાજ સેવા માટે હમેશાં હાજર હોય છે. સમાજનું કંઈ પણ કાર્ય હોય, એમનો ફાળો અચૂક હોય જ. તેઓ ડાયમંડ ટ્રસ્ટી છે.

મનુપુરી બાપુએ સમાજ સેવાની જગાવેલી જ્યોત આજે ઝળહળે છે. એના દિવ્ય પ્રકાશમાં આજે સુરત દશનામ ગોસ્વામી સમાજ વિકાસની હરણફાળ ભરી રહ્યો છે. સમાજ આવા મહાપુરુષોને કાયમ યાદ રાખશે. એમનું ઋણ તો કેમ ઉતરે? પણ વારે-તહેવારે એમને શબ્દાંજલિ આપતા રહીએ તોય ઘણું છે.

આવા અલગારી આત્માને કોટિ કોટિ વંદન.

**ઓમ નમો નારાયણ.**

પાયાના
**પથ્થર**




### શ્રી દશનામ ગોસ્વામી યુવક પ્રગતિ મંડળ, સુરતના
### પાયાના પથ્થર

# કૈ.વા. કૈલાશપુરી દેવપુરી ગોસ્વામી

(નવું પા - જેસર / સુરત)

દાયકાઓ પહેલાં જયારે સુરતમાં દશનામી સમાજ જૂજ સંખ્યામાં હતો, ત્યારે એકતાની હાકલ પાડનારા કૈલાશવાસી પૂજ્ય કૈલાશપુરી બાપુએ સમાજ સેવાનાં અનેક કાર્યો કર્યા છે. સમાજ સેવાને વરેલ આ મહાન વિભૂતિ દેહ સ્વરૂપે તો આપણી વચ્ચે ઉપસ્થિત નથી, પણ એમનાં સત્કાર્યોની સુહાસ ચોમેર પ્રસરેલી છે.

મનુપુરી બાપુ, ઈશ્વરપુરી બાપુ, સવાઈપુરી બાપુ જેવા કર્મઠ માનવીઓએ સાથે મળીને સમાજને દિશા નિર્દેશન કર્યું, પરિણામ સ્વરૂપે આજે પ્રગતિ મંડળ

વિરાટ વટવૃક્ષ બન્યું છે.

કૈલાશપુરી બાપુનાં દીકરા શ્રી હરેશપુરી બાપુ હાલે સુરત દશનામ પ્રગતિ મંડળના પ્રમુખપદે સેવા બજાવે છે અને મહાગુજરાત દશનામ મહામંડળમાં અને અન્ય અનેક સામાજિક, ધાર્મિક સંસ્થાઓમાં કાર્યરત છે...

કૈલાશબાપુએ એ જમાનામાં સુરતમાં દશનામી પરિવાર આવે એમને કામ ધંધે લગાડતા. ઘર ભાડે અપાવતા. રાશનથી માંડીને બધી જ ચિંતા કરતા. સ્થાઈ થવા બધી જ મદદ કરતા. સંઘર્ષ કરીને આગળ આવ્યા. પોતાના વ્યવસાયમાં મોટું નામ કમાણા.

એમનાં ભાઇ શ્રી મહાદેવપુરી બાપુએ પ્રગતિ મંડળના પ્રમુખપદે ખુબ સારી સેવા બજાવી. એકજ પરિવારમાંથી સમાજ સેવકો નીકળ્યા છે, માટે આ પરિવારનો સમાજ હંમેશાં ઋણી રહેશે.

દિલેર દાતાશ્રી એવા કૈલાશબાપુની અણધારી વિદાય એક અકસ્માતથી થઈ એ કારમો ઘા વિસરાય નહીં. કૈલાશ વાટિકામાં એક રૂમના દાતાશ્રી છે. આ ઉપરાંત અનેક કાર્યો કર્યા છે. સુરત દશનામ સમજના પ્રેરણાસ્રોત એવા કૈલાશબાપુને સમાજ કાયમ યાદ રાખશે.

આ મહામાનવને કોટી કોટી વંદન.

**ઓમ નમો નારાયણ.**

સમાજ
**સેવા**




## સમાજ સેવાની જ્યોત જગાવનારા મશાલચી...

# કૈ.વા. ઈશ્વરગિરિ મોહનગિરિ ગોસ્વામી (ઘંટીવાળા)

**(ચરખડિયા / સુરત)**

શ્રી દશનામ ગોસ્વામી સમાજ ગુજરાત ભરમાં ફેલાયેલ છે, એમાં સુરતમાં પણ મહાનુભાવોનાં પ્રયત્નોથી એકતા આવી છે અને આજે સમાજ પ્રગતિના પંથે અગ્રસર છે.

સુરત દશનામ સમાજના મુઠ્ઠી ઉંચેરા માનવી એટલે ઈશ્વરગિરિ બાપુ ઘંટીવાળા તરીકે ઓળખાતા. 70ના દાયકામાં સુરત દશનામ સમાજમાં ત્રણ એક્કા હતા - મનુપુરી બાપુ, કૈલાશપુરી બાપુ અને ઇશ્વરગિરિ બાપુ... સમાજની એકતા માટે સતત પ્રયત્નશીલ રહેતા.

ઇશ્વર બાપુને ત્યાં ભેગા મળે અને સમાજને એક કરવા વિવિધ આયોજનો ગોઠવતા. યુવાનોમાં ઉત્સાહ

વધારતા. સુખદુઃખની વાતો કરતા. એકવડિયા બાંધાના ઇશ્વર બાપુનો પરિવાર ઘંટીનો વ્યવસાય કરતા. પોતે આર્થિક રીતે સધ્ધર થતાં સમાજનાં જરૂરિયાતમંદ લોકોને મદદ કરતા. એમનાં ધર્મપત્ની અંબા બા, ખરેખર અંબામાં જેવાં હતાં. સરળ, સાલસ સ્વભાવના. ઉદાર અને દયાળુ એવાં કે જમાઈને કીડનીદાન આપીને જીવનદાન આપ્યું હતું. એ જમાનામાં આ દાખલો અવિસ્મરણીય હતો.

સમાજ પ્રેમી આ દંપતિનાં સંતાનો પણ સમાજપ્રેમી છે અને યથાશકિત સહયોગ આપે છે. તેમના પુત્ર શ્રી કાળુગિરિ બાપુએ 108 જેવી સુવિધા પૂરી પાડી છે. તેઓ સદાય સમાજ કાર્ય માટે હાજર જ હોય છે. તેઓ ડાયમંડ ટ્રસ્ટી છે.

નાનામાં નાના માણસને મળીને યોગ્ય મદદ કરે છે. તે માત્ર ગોસ્વામી સમાજમાં જ નહીં, પણ પટેલ સમાજમાં અને ઈતર સમજમાં પણ તેઓ એટલા જ સન્માનનીય અને લોકપ્રિય છે. સમાજનાં અનેક કાર્યો કર્યા છે.

કૈલાશવાસી ઈશ્વરગિરિ બાપુ લીલીવાડી છોડીને ગયા છે. સુરત દશનામ સમાજમાં એકતાની ભાવના જગાવનારા મશાલચી એવા આ મહાનુભાવને કોટિ કોટિ વંદન... **ઓમ નમો નારાયણ.**

# ...વિશેષ આભાર...

સુજ્ઞ જ્ઞાતિજનો,

ઓમ નમો નારાયણ

શ્રી દશનામ ગોસ્વામી યુવક પ્રગતિ મંડળ, સુરતનો **"યશસ્વી ગાથા વિશેષાંક-૧"** સમાજનાં કરકમળોમાં મૂકતાં આનંદ અનુભવીએ છીએ. વડીલોને સ્મરણાંજલિનો અમારો પ્રયાસ ગમશે એવી આશા. અંક બનાવવામાં શ્રી મનોજગિરિ બાપુએ ખૂબ જહેમત ઉઠાવી પ્રોત્સાહન પૂરું પાડ્યું. તેમજ શુભેચ્છા દાતાશ્રીઓનો વિશેષ આભાર. સુરત પ્રગતિ મંડળનો **"યશસ્વી ગાથા વિશેષાંક-૨"** પણ ટુંક સમયમાં પ્રગટ થઈ રહ્યો છે.

રેગ્યુલર વિશેષાંક પણ આગામી દિવસોમાં પ્રગટ થશે, જેમાં દશનામ સમાજના ગૌરવશાળી લોકોનાં શબ્દ દર્શન કરીશું.

**હર હર મહાદેવ... જય દશનામ... ઓમ નમો નારાયણ...**




**દશનામ**
સરક્યુલર
**માસિક ગુજરાતી ઈ-મેગેઝિન**

તંત્રીશ્રી
**લલિતપુરી રામપુરી ગોસ્વામી**
(M.: 98985 50833)

સહતંત્રીશ્રી
**રમેશપુરી ઉમેદપુરી ગોસ્વામી "સારથિ"**
(M.: 99878 22505)

એકતાના
**પ્રેરણાસ્ત્રોત**




## શ્રી સુરત દશનામ ગોસ્વામી સમાજની એકતાના પ્રેરણાસ્ત્રોત...

**શ્રી દશનામ ગોસ્વામી યુવક પ્રગતિ મંડળ, સુરતના**

**ભુતપૂર્વ ખજાનચીશ્રી તથા ટ્રસ્ટીશ્રી**

# કૈ.વા. હરદેવગિરિ વનરાજગિરિ ગોસ્વામી

**(તણસા / સુરત)**

શ્રી સુરત દશનામ ગોસ્વામી સમાજ વિશેષાંકમાં વડીલોને સ્મરણાંજલિ આપી રહ્યા છીએ, ત્યારે હરદેવગિરિ બાપુની યાદ આવે જ. પૂજ્ય બાપુ વિષે એક આખો અંક પણ ઓછો પડે એવું વિરાટ વ્યક્તિત્વ. એમની તપસ્યા, પ્રેમ, લાગણી, સમાજ પ્રેમ અનન્ય હતો. એમનાં સત્યકાર્યોની સુવાસ આજે પણ સુરત દશનામ સમાજમાં પ્રસરેલી છે. હમણાં જ તેમનું કૈલાશગમન થયું. અને તેમની સમાધિયાત્રામાં આખો સમાજ મોટી સંખ્યામાં ભીની આંખે જોડાયો હતો. સમાજે એક મહા માનવ ખોઈ નાખ્યા તેનો રંજ હતો.

મંડળની સ્થાપના થઇ ત્યારથી તેઓ તન, મન, ધનથી સેવા કરતા આવ્યા હતા. સમાજનું અણમોલ રતન. બાપુનાં લગ્ન મૂળ

લાઠીના પણ અમદાવાદમાં સ્થાઈ થયેલા શ્રી કાશીગિરિ બાપુનાં દીકરી મંજુલાબેન સાથે થયાં. સંતાનોમાં શ્રી મનોજગિરિ બાપુ, શ્રી રાજેશગિરિ તથા પ્રેમિલા બેન છે. સંતાનોના લગ્ન ઉકેલ્યા બાદ બાપુ સંસારની જવાબદારીમાંથી મુક્ત થઈને સાધુ જીવન જીવ્યા. જે આપણી દશનામી મૂળ પરંપરા છે. વાનપ્રસ્થ સંન્યાસ લીધો હતો.

શ્રી મનોજ બાપુએ પિતાના પગલે ચાલીને સમાજ સેવાની જ્યોત જાગતી રાખી છે. પૂ. હરદેવગિરિ બાપુએ  શ્રી સુરત દશનામ સમાજને આગળ લઈ આવવા જીવન ખપાવ્યું. સમાજ પ્રેમની પ્રેરણા આપી. આજે પણ સમગ્ર સુરત અને ગુજરાત બાપુને યાદ કરે છે. સુરતમાં કૈલાશ વાટિકામાં છૂટે હાથે દાન આપનારા પ્રથમ માનવી. પ્રથમ ડાયમંડ ટ્રસ્ટી. રૂમના દાતા શ્રી પણ બન્યા. આવાં અનેક સામાજિક કાર્યો કર્યા. સમાજનું કંઈ પણ કાર્ય હોય, સૌથી પહેલો કૉલ બાપુને આવે. પ્રમુખશ્રીઓ, મંત્રીશ્રીઓ, કાર્યકતાઓ ભલે બદલાતા રહ્યા, પણ હરદેવગિરિ બાપુને પૂછ્યા વગર કોઈ કામ કરતા નહીં, આવી એમનાં પ્રત્યે લાગણી હતી. **"હું નહીં, પણ આપણે"** એવો અભિગમ અપનાવ્યો હતો. નિર્વિવાદ જીવન જીવ્યા. દદ્દુ તથા બાપુના હુલામણા નામે ઓળખાતા. આવા મુઠ્ઠી ઉંચેરા માનવીઓને સમાજ હંમેશાં યાદ રાખશે.

મહાન કાર્યવિર એવા પૂજ્ય બાપુને કોટિ કોટિ વંદન.

**ઓમ નમો નારાયણ.**

સમાજ
**ગૌરવ...**




## શ્રી દશનામ ગોસ્વામી યુવક પ્રગતિ મંડળ, સુરતના

## પાયાના પથ્થરમાંનાં એક...

# શ્રી સવાઈપુરી ડુંગરપુરી ગોસ્વામી

## (હાવતડ / સુરત)

સુરત સમસ્ત દશનામ ગોસ્વામી સમાજની સ્થાપના કરવામાં ગુજરાત ભરમાંથી આવીને વસેલા દશનામીઓએ જહેમત ઉઠાવી હતી. એમાનું એક નામ...

1968ની સાલમાં અમરેલી જિલ્લાના લાઠી તાલુકાના હાવતડ ગામે થી સુરત આવીને વસ્યા. દૂધ ડેરી કરી, હીરા ઘસ્યા એમ અનેક વ્યવસાય કરીને છેવટે મુળ ધર્મ તરફ આવ્યા. 82 વર્ષની વયે

પર્વત પાટિયા વિસ્તારમાં મહાદેવની પૂજા કરે છે.

વડીલ શ્રી કહે છે, સિત્તેર, એસીના દાયકામાં સુરતમાં બહુ ઝુઝ ઘર હતા, સમાધિ સ્થળની પણ મોટી સમસ્યા હતી.

પણ તેને મેળવવા માટે નવી પેઢી તૈયાર થઇ ગઇ હતી અને જેના દ્વારા સમાધિ સ્થળ મેળવી શકાયું. આ મહેનતમાં કૈલાશપુરી, મનુપુરી, ઈશ્વરગિરિ, કાનગિરિ, જાદવગિરિ, ભવાનીગિરિ... જેવા મિત્રો-સ્નેહીઓનો સાથ સહકાર મળ્યો. ત્યાર બાદ યુવાનોને સમાજ પ્રેમ માટે પ્રેરણા આપી, એથી તેઓ આગળ આવ્યા અને સુરત દશનામ ગોસ્વામી યુવક પ્રગતિ મંડળની સ્થાપના કરી. સમય લાગ્યો, પણ આજે આ મંડળ ખૂબ સારી રીતે ચાલી રહ્યું છે. અનેક સામાજિક, ધાર્મિક કાર્યક્રમો યોજાય છે. હજારોની સંખ્યામાં સભ્યો છે. સૌ પોતાની ક્ષમતા મુજબ સેવા બજાવે છે. બે દીકરાઓ અશોકપુરી તથા ભરતપુરી પણ સમાજ સેવા કરી રહ્યા છે. સમાજને એક તાંતણે બાંધવા આખુંય જીવન ખપાવી નાખ્યું. એ જમાનો અલગ હતો. આજે નવા જમાનામાં યુવાનો આગળ આવે, સમાજ સાથે ધર્મની રક્ષા પણ કરે એ સમયની માંગ છે.

સુરત સહિત સમગ્ર ગુજરાતમાં દશનામીઓ એક થઈને કાર્ય કરતા રહે એવા આશિષ સહ સૌને ઓમ નમો નારાયણ.

## સમાજ **સેવા**



### શ્રી દશનામ ગોસ્વામી યુવક પ્રગતિ મંડળ, સુરતના

### માજી અધ્યક્ષશ્રી

# શ્રી દિનેશગિરિ હરીગિરિ ગોસ્વામી

**(નવાગામ - કાલાવડ / સુરત)**

શ્રી સુરત દશનામ ગોસ્વામી સમાજનાં આગેવાનો, કાર્યકરો, મહાનુભાવો યશસ્વી ગાથા ગ્રંથમાં શ્રી દીનેશ બાપુને યાદ કરવા જ પડે.

ધર્મ આધ્યાત્મને વરેલું જીવન જીવ્યા. સમાજમાં કંઈ કેટલાય કાર્યો કર્યા. નવાગામ, તા. કાલાવાડ, જી. જામનગરના વતની. સુરતમાં સ્થાઈ થયા. જીવનભર સમાજ સેવા બજાવતા

રહ્યા. નારાયણગિરિ બાપુના પ્રિય શિષ્ય એવા બાપુ અત્યારે નિવૃત્ત જીવન ગાળે છે.

એમનું જ્ઞાન ઉચ્ચ કોટિનું છે. ગૃહસ્થ જીવન જીવીને ધર્મના મહિમાનો પ્રચાર, પ્રસાર કરે છે. સમાજના દરેક કાર્યોમાં ઉદાર હાથે ફાળો આપે છે. સુરત સમાજમાં ઉપ પ્રમુખ અને અધ્યક્ષપદે સેવા આપી છે. એમનાં કાર્યકાળ દરમિયાન અનેક સેવાકીય પ્રવૃતિઓ થઈ છે. સાઈકલના વ્યવસાયમાં સંઘર્ષ કરીને આગળ આવ્યા છે એટલે પૈસાનું મૂલ્ય જાણે છે.

સંયુક્ત કુટુંબમાં રહેતા હોવાથી એકતાનું પરિણામથી સુપેરે પરિચિત છે. આદિ જગદગુરુ શંકરાચાર્ય ભગવાને સ્થાપેલા દશનામ સમાજમાં અવતાર મળ્યો છે એટલે ભગવાનો મહિમા વર્ણવે છે.

દરેક દશનામી સાધુ પોત પોતાના સ્થાનેથી ધર્મ નિભાવે તો સનાતન ધર્મને ઉની આંચ ન આવે એવો મેસેજ આપે છે. એમનો પરિવાર પણ સમાજ પ્રેમી છે અને જ્યાં પણ જરૂર પડે, ત્યાં ખડેપગે હાજર હોય છે.

દીનેશગીરી બાપુ પોતે પોતાની માહિતી આપશે નહીં તેવું કાર્યકરશ્રીઓનું કહેવાનું હતું. અને તેઓએ કહ્યું આ અંક તેમની સમાજ સેવા આગળ કાઇ જ નથી. તેથી તેમની સમાજ સેવાના ઋણ સ્વીકારની ભાવનાથી તેમની સંમતિ લીધા વગર જ આ અંકમાં તેમના લેખનો સમાવેશ કર્યો છે.

આવા અલગારી મહાત્માને કોટિ કોટિ વંદન. **ઓમ નમો નારાયણ...**

## સમાજ **સેવા**



### શ્રી દશનામ ગોસ્વામી યુવક પ્રગતિ મંડળ, સુરતના માજી પ્રમુખશ્રી

# શ્રી મહાદેવપુરી દેવપુરી ગોસ્વામી

**(નવું પા - જેસર / સુરત)**

સુરતના દશનામીઓને બિરદાવવા આ ગ્રંથ લખ્યો છે, એમાં એક આદરણીય નામ એટલે મહાદેવપુરી બાપુ. નામ પ્રમાણે ગુણ. સમાજના હૈયા પર રાજ કરનારા બાપુ સુરત દશનામ પ્રગતિ મંડળના પ્રમુખ બન્યા ત્યારથી લઈને આજ સુધી તેઓ સતત કાર્યરત છે.

પદ તો આવે ને જાય, પણ સમાજસેવા થતી રહેવી જોઈએ. શૂન્યમાંથી સર્જન કરનાર બાપુની કોઠાસૂઝ જબરી. સમાધિ સ્થાન બનાવવામાં સિંહફાળો. દર વર્ષે તેજસ્વી વિદ્યાર્થીઓનો સરસ્વતી સન્માન સમારોહની શરૂઆત કરી. સમુહ લગ્નોત્સવના હિમાયતી

એટલે આજે ભવ્ય સમારોહ યોજાય છે. સમાજના કોઇ પણ કામમાં એમનો ફાળો હોય જ. અભિમાન વિનાના નિર્મળ માણસ. નિર્વિવાદ રીતે પંદર વર્ષ સુધી પ્રમુખ પદે સેવા બજાવી. કોઇ એકપણ વ્યક્તિનો વિરોધ નહોતો. ખૂબ લોકચાહના પ્રાપ્ત કરી. દરેકને સાથે લઈને ચાલવા વાળા.

તેમણે સ્વેછીક રીતે રાજીનામું આપ્યું ત્યારે રાજીનામું ન આપવા બાબત એમને સમજાવવામાં આવ્યા હતા. પણ તેમણે કહ્યું કે સમાજનું પ્રતિનિધિત્વ અલગ અલગ પ્રતિભાઓ કરે એ વ્યાજબી છે. એમનાં ધર્મપત્ની નાથી બા (પિયાવા) પણ પતિના પગલે ચાલનારાં આર્યનારી છે. આ જુગલ જોડલું નિવૃતિનો આનંદ માણે છે. ટુકડો ત્યાં હરિ ઢુકડો... ના ન્યાયે આગંતુક મહેમાનોને ભાવથી જમાડે છે. હર અને હરિનું ભજન કરે છે. મળવા જેવા માનવી મહાદેવપુરી બાપુએ ભલે પદ પરથી રાજીનામું આપ્યું હોય, પણ સમાજલક્ષી કામકાજ હોય તો અડધી રાત્રે પણ તૈયાર થઈ જાય.

અનેક સામાજિક કાર્યો કર્યા છે અને આગળ પણ કરતા રહેશે એવી ખાતરી આપે છે. બાપુ સાથે પૂજ્ય નાથી બાને પણ કોટિ કોટિ વંદન.

કેમકે દરેક સફળ પુરુષ પાછળ એક સ્ત્રીનો હાથ હોય છે. નાથી બા જેવાં દયાળુ - માયાળુ માતાજી જે ઘરમાં હોય, એવા ઘરેથી જ સમાજ સેવકો નીકળે.

**દંપતીને વંદન હો.**

**સમાજ ચિંતક**




### શ્રી દશનામ ગોસ્વામી યુવક પ્રગતિ મંડળ, સુરતના **ડાયમંડ ટ્રસ્ટીશ્રી**

# શ્રી જયંતિગિરિ શ્યામગિરિ ગોસ્વામી

**(હાલરિયા / સુરત)**

સાવરકુંડલાના નાનકડા ગામ હાલરિયાના અને સુરતને કર્મભૂમિ બનાવનારા વડીલ શ્રી જયંતિગિરિ બાપુ સુરત દશનામ સમાજનું ઘરેણું છે. હવે તો બાપુ ધંધાકિય રીતે નિવૃત્ત થયા છે. એક પગ ગામમાં તો એક પગ સુરતમાં હોય.

ત્રણ એક્કા જેવા દીકરાઓ ધંધામાં સેટ થયા છે. બાપુ ગમે ત્યાં હોય, મંડળની પૂછા કરતા રહે. ચિંતા કરતા રહે. એમનાં એક પુત્ર મહેશગિરિ બાપુ મંડળમાં સેવા આપે છે. જૈફ વયે પણ બાપુ સતત મંડળની અને સમાજની એકતાની વાતો કરતા હોય છે. કાને ઓછું સંભળાય, છતાં સલાહ-સૂચન આપતા રહે, આવો સમાજ પ્રેમ.

બાપુ કહેતા હોય છે કે કામ કરો. કામ કરે એનાથી જ ભૂલો થાય. ભૂલો માફ, પણ કામ જ ન કરો એ કેમ માફ કરાય? ચોથા ભાગનો સમય સમાજને આપો. કોઇ પણ રીતે મદદરૂપ બનો. દશનામ ગોસ્વામી સમાજ સુરત પ્રગતિ મંડળમાં ડાયમંડ ટ્રસ્ટી છે. મારો સમાજ... એવો ભાવ યુવાનોમાં ઉત્સાહ વધારતા રહે છે.

સમાજનાં વિવિધ વિકાસલક્ષી કામો થતાં રહે એ માટે સતત હાકલ કરતા હોય છે. એમનાં દ્વારા અનેક કાર્યો થયાં છે. એમનાં ત્રણેય પુત્રો સમાજ પ્રેમી છે તથા જયાં પણ જરૂર પડે, ત્યાં ખડેપગે હાજર હોય છે.

સાચું કહેવામાં ભય શાનો? સત્યમ - શિવમ - સુંદરમ ના વાક્ય ને જીવનમાં વણનાર બાપુનો પડકારો મોળો ના હોય માટે સુરત યશગાથા વિશેષાંકમાં જયંતિ બાપુની ઉજળી કામગીરીને બિરદાવતાં હર્ષ અનુભવીએ છીએ.

વડીલશ્રીને ઝાઝા કરીને

**ઓમ નમો નારાયણ...**

## સમાજ **સેવા**




### શ્રી દશનામ સમાજ - સુરતના મળવા જેવા મુઠ્ઠી ઊંચેરા માનવી...

### શ્રી દશનામ ગોસ્વામી યુવક પ્રગતિ મંડળ સુરતના માજી ઉપપ્રમુખશ્રી

# શ્રી રાજેશગિરિ પ્રભાતગિરિ ગોસ્વામી

(ઈંગોરાળા (ભાડ) / સુરત.)

**શ્રી દશનામ ગોસ્વામી સમાજ, સુરત આજે વિકાસની હરણફાળ ભરી રહ્યો છે, ત્યારે સમાજને એક તાંતણે બાંધી રાખતા મુઠ્ઠી ઉંચેરા માનવીઓને સમગ્ર દશનામ સમાજ સમક્ષ પ્રસ્તુત કરવા જ રહ્યા.** આવું જ એક નામ એટલે **રાજુભાઈ.**

સંતોકબેન, પ્રભાતગિરિ બાપુ મૂળ ઇંગોરાળા (ભાડ) ગામના. શિવની પૂજા, અર્ચના જ કર્મ અને ધર્મ. ધંધાર્થે સુરત સ્થાઈ થયા. એચ.એસ.સી. સુધી અભ્યાસ કર્યો. અને નોકરીએ લાગી ગયા. પ્રથમ પગાર અંકે રૂપિયા ચારસો. અનેક અભાવો વચ્ચે પણ સમાજ સેવાની નાનકડી દીવડી જાગતી રાખી, જે આજે તો ઝળહળતી જ્યોત બની

ગઈ છે. એમનાં લગ્ન તારીખ 20/2/1990નાં રોજ મીનાક્ષીબેન સાથે થયાં. પરિવારમાં પુત્ર ચિરાગગિરિ, પુત્રવધૂ ચાંદનીબેન ચિરાગગિરિ છે.

દશનામ ગોસ્વામી સમાજ - સુરતના પાયાનાં પથ્થરોનો માનાં એક. હાલ સુરત કૈલાસવાટીકાના ડાયમંડ ટ્રસ્ટી તરીકે ફરજ બજાવી રહેલા છે. સમાજ માટે બનતું બધું કરી છૂટ્યા. સર્વેનો સાથ હોય તો સમાજ વિકાસના પંથે અગ્રસર થાય એવું માનતા રાજેશગિરિ અન્ય સંસ્થાઓમાં જોડાવાને બદલે વધુમાં વધુ નાણું અને ટાણું સમાજને આપ્યું. આજે તો અનેક રીતે સમાજ અને મંડળ સમૃદ્ધ છે, પણ એ સમયે પાંચ, પચીસ લોકોને ભેગા કરવા પણ મોટી વાત હતી.

મૂળ સમસ્યા હતી આગેવાનીની. ગુજરાત ભરમાંથી અત્રે આવીને વસેલા દશનામીઓને એકત્ર કરવા મંડળનાં આગેવાનોએ ખૂબ જહેમત ઉઠાવી. સમાજ પ્રેમની જ્યોત જગાવી. આ પ્રાણ પૂરવા બરાબર હતું. લોકો ધીમે ધીમે સમજ્યા અને સમાજમાં જોડાવા લાગ્યા. તેમણે પદ, પ્રતિષ્ઠા વગર કાર્ય કર્યું.

સૌથી છેલ્લી હરોળમાં બેસીને સેવા કરવા વાળા લોકો જૂજ હોય છે. મહાદેવને જ સર્વસ્વ માનતા આ સમાજપ્રેમી ગિરિજી સમાજને એક થવા હાકલ કરે છે. શિક્ષણ ક્ષેત્રે કામગીરી થવી જોઈએ એવું ઈચ્છે છે. તો ધર્મ પણ ભુલાય નહીં એની તકેદારી રાખવી જોઈએ એવું સૂચન કરે છે. સૌ પોત-પોતાના સ્થાનથી સમાજ અને ધર્મની સેવા બજાવે એ જરુરી છે. આવા કર્મઠ માનવીને **ઓમ નમો નારાયણ.**

## સમાજ સેવા



### શ્રી દશનામ ગોસ્વામી યુવક પ્રગતિ મંડળ, સુરતના
### માજી પ્રમુખશ્રી

# શ્રી માનગિરિ મોજગિરિ ગોસ્વામી

**( શેઢાવદર / સુરત)**

ગામડે પૂજા અર્ચના કરતા મોજગિરિ બાપુ - લાભુ માંને આંગણે 6-12-1959નાં રોજ જન્મ. સાત પાસ કરીને ધંધામાં પરોવાયા. 73માં સુરત આવ્યા. હીરા ઘસવામાં લાગ્યા. પગાર ત્રણસો રૂપિયા માસિક. ત્યારબાદ ઇલેક્ટ્રિક ઉપકરણોનું રિપેરિંગ કામ કર્યું. ઘંટી પણ કરી.

ત્રીપાદ - ગાળિયાધરના ભીખુગિરિ બાપુનાં દીકરી નયનાબેન સાથે લગ્ન થયાં. ચાર સંતાનો છે. દીકરાઓ

કલ્પેશગિરિ અને હિમાંશુગિરિ પણ પિતાજીનાં પગલે સમાજ સેવા બજાવે છે.

માનગિરિ બાપુએ સુરત દશનામ ગોસ્વામી પ્રગતિ મંડળમાં પ્રમુખપદે સેવા બજાવી. એમનાં કાર્યકાળમાં પ્રથમ સમુહ લગ્નોત્સવ યોજાયો. અગિયાર દિકરીઓને પરણાવવાનો નિર્ધાર કર્યો હતો. કઠિન પરિસ્થિતિ હતી. દાન મેળવવું અતિ મુશ્કેલ હતું.

બાપુએ આકરું નીમ લીધું હતું કે રોજનું એક દાન મળે એ પછી જ અન્ન-જળ લેવું. આટલી આકરી મહેનત બાદ પણ અગિયાર દિકરીઓનાં નામ નોંધાયાં નહીં. ત્રણ નામ આવ્યાં. ચર્ચા માં એવું નક્કી થયું કે ત્રણ લગ્ન કેમ કરવાં? પણ માનગિરિએ કહ્યું કે લગ્ન તો કરવાં જ પડશે. છેવટે લગ્ન થયાં.

કૈલાશવાટિકામાં અને કૈલાશધામમાં ખૂબ મહેનત કરી. સમાજના અગ્રણીઓના સહયોગથી કૈલાશધામમાં ધુણો સ્થાપ્યો. નવરાત્રિની શરૂઆત કરી. ઈનામ વિતરણ કરાવ્યુ. આમ અનેકવિધ પ્રવૃત્તિઓ બજાવી. નામ નહીં પણ કામ મહત્વનું માને છે.

સમાજને એક તાંતણે બાંધવા આજે પણ યથાશકિત સહયોગ આપે છે. પદ તો આવે ને જાય, પણ મારો સમાજ આગળ આવવો જોઈએ. એવું માનતા આ સમાજપ્રેમી વડીલ જૈફ વયે પણ સમાજ સેવામાં આત્મસાત રહે છે.

આવા અલગારી આત્માને ઝાઝા કરીને **ઓમ નમો નારાયણ.**

## સમાજ સેવા

# સુરત દશનામ સમાજના મુઠ્ઠી ઊંચેરા માનવી....
# શ્રી દશનામ ગોસ્વામી યુવક પ્રગતિ મંડળ, સુરતના **માજી મંત્રીશ્રી**

# શ્રી નરેશગિરિ શાંતિગિરિ ગોસ્વામી

( ભાડેર / સુરત)

ગાયકવાડી ગામમાં પરિવાર સાથે જીવન ગુજારતા પિતાશ્રી શાંતિબાપુ સંઘર્ષમય જીવન જીવતા. છૂટક મજુરી કરીને જીવનનૈયા ચલાવતા. સરકારી યોજના અનુસાર ચોમાસામાં ડીડીટી છંટકાવ ગામેગામ કરતા, એમાં સુપરવાઇઝર તરીકેની નોકરી કરીને પાંચ, છ સભ્યોની જીવનનિર્વાહ જવાબદારી સાથે બાળકોને શિક્ષણ અપાવ્યું.

ત્રણ સંતાનમાંથી વચેટ સંતાન એટલે નરેશગિરિજી

નરેશગિરિનો જન્મ અષાઢ સુદ અગિયારસ, તા.21/07/1972ના રોજ થયો. બાવાના જાંબુડા તા. વિસાવદરખાતે થયેલો.

ટાંચા સંસાધનો અને સાધનો સાથે સંઘર્ષમય રીતે પ્રાથમિક શિક્ષણ ગામમાં જ પૂર્ણ કર્યુ. શિક્ષણમાં તેજસ્વી હોવાથી અને માધ્યમિક શાળા ગામમાં હોવાથી શિક્ષણનો પડાવ સુખદ રીતે પાર પાડયો. ત્યારબાદ ઉચ્ચતર શિક્ષણમાં ધોરણ 11 સાયન્સ વેરાવળ ખાતે



અને ધોરણ 12 સાયન્સ ભાવનગર આર. કે. ઘરશાળા ખાતે આપણા સમાજની બોર્ડિંગ સિંધુનગરમાં રહીને પૂર્ણ કર્યુ. પ્રાથમિક શિક્ષક માટે જરૂરી કોર્ષ પીટીસી અધ્યાપન મંદિર વડીયા જિ. અમરેલી ખાતે પૂર્ણ કર્યો.

ગરીબીના કારણે માતા-પિતા કાળી મજુરી કરતાં હતાં. તો પણ ચાર છેડા ભેગા થતા નહોતા. મામાનું ગામ બાવાના જાંબુડા એટલે મોસાળમાં ખૂબ જ સારું હોવાથી ઘણીબધી મદદ ત્યારે મળતી અને જીવનનિર્વાહમાં ઓક્સિજન મળી રહેતો.

ગામમાં ત્રણેય ભાઈઓએ ઘરે ઘરે જઈને લોટ માંગીને પિતાજીને સાથ સહકાર આપતા. દુષ્કાળના સમયમાં ચોકડીઓ ખોદવાની અને ખેતરમાં પણ કાળી મજુરી કરીને પણ સહયોગી બન્યા.

આપણા દશનામ સરક્યુલરના સહતંત્રી રમેશપુરી ઉમેદપુરી ગોસ્વામીનો જન્મ ભાડેરમાં થયો. બાળપણ પણ અમારા ગામમાં વિતેલુ છે. રમેશપુરીનું નામ અમારાં બેનશ્રી કાંતાબેને પાડ્યું હતું અને તેમના મોટાબાપુ ભીખુપુરીના દિકરા, દિકરીઓ સાથે બાળપણ વિતાવ્યું છે. ઉમેદમામા (રમેશપુરીના પિતાજી)એ ભાડેરમાં ખૂબ જ સંઘર્ષમય અને તનતોડ મહેનત કરી. ખરેખર એ દિવસો હજુ યાદ આવે છે.

1992માં પીટીસી પૂર્ણ કરીને આગળ વધવું હતું, પરંતુ ગરીબી પીછો છોડતી ન હતી એટલે નોકરીની શોધ શરૂ કરી. એ અરસામાં સુરત ડાયમંડમાં અગ્રેસર એટલે માતાનાં મનમાં કાયમી એકજ રંજ રહેતો કે અમારા જેવા ગરીબનો કોણ હાથ પકડે? અને મારા છોકરાઓને કોણ સુરત લઈ જશે? માતૃશ્રીનાં મનનો વલોપાત કાયમ રહેતો. તે સમયમાં મોટાભાઈ સુરેશગીરી રાજકોટ દરજીકામ કરતા હતા. ત્યારે તેમના ઓળખીતા વ્યક્તિ દ્વારા સુરત ગયા અને પછી નાનાભાઇ હરેશગિરિને પણ તેઓ સુરત લઈ ગયા અને નરેશગિરિનો પીટીસી અભ્યાસ પૂર્ણ થતાં તેઓ પણ નોકરી અર્થે સુરત આવ્યા.

સુરત ખાતે પ્રથમ નવચેતન પ્રાથમિક શાળામાં નોકરીની શરૂઆત રૂ.800 પગારથી કરી. ત્યારબાદ આર. બી. ધામી વિદ્યાલયમાં રૂ. 1200ના પગારથી નોકરી આગળ વધારી. ત્યારબાદ વેડ રોડ સ્વામિનારાયણ ગુરુકુલ ખાતે રૂ.2500ના પગાર સાથે પ્રાઈવેટ નોકરી કરી. એ વખતે સરકારી શાળામાં શિક્ષકની ભરતી થવાથી 1999માં સુરત જિલ્લાના છેલ્લા તાલુકા નિઝર અને તેમાં પણ તાલુકાનું છેલ્લું ગામ ઊભદ મહારાષ્ટ્રની બોર્ડર ખાતે સૌ પ્રથમ સરકારી નોકરી ફિક્સ રૂ. 2500માં પ્રાપ્ત થઈ. હાલ સુરત નગર પ્રાથમિક શિક્ષણ સમિતિમાં ફરજ પર જોડાયેલા છે. તેઓ વર્ષ 2028માં સેવા નિવૃત્ત થવાના છે.

લગ્નયોગ સરકારી નોકરી પહેલાં થઈ ગયો. મૂળ રહેવાસી જાળીલા, અણિયાળી ભીમજીના વતની અને છેલ્લા પચાસ વર્ષથી બોટાદ ખાતે રહેતા હિંમતપુરી સોમવારપુરીનાં પાંચ સંતાનો પૈકી ત્રીજા સંતાન છાયાબેન સાથે લગ્નગ્રંથિથી તા 14/05/1997નાં જોડાયા. મહાદેવની કૃપાથી સુશીલ, સાલસ અને હોશિયાર એવા સાગર અને કૌશલ જેવા બે સંતાનો છે. મોટો દીકરો સાગર વિદેશમાં અભ્યાસ અર્થે ગયેલો, પરંતુ કોરોનાના કારણે અભ્યાસ અધૂરો છોડીને પરત સુરત આવી ગયો. હાલ એક કંટ્રકશન કંપનીમાં બિલ્ડરની ઓફિસ સંભાળે છે. મહુવાના રહેવાસી મુકુશગિરિ ઉમેદગિરિ ગોસ્વામીની ગુણયેલ અને સંસ્કારી દિકરી ઊર્વિશા સાથે સંબંધના તાંતણે બંધાયેલ છે. નાનો દીકરો કૌશલ કોમ્પ્યુટર આઈ.ટી. ડીગ્રી મેળવીને ઉચ્ચઅભ્યાસ કરે છે.

શ્રી દશનામ ગોસ્વામી યુવક પ્રગતિ મંડળ, સુરત સંસ્થામાં મંત્રી તરીકેની સેવા ઘણા વર્ષ સુધી આપી. સુરતમાં આપણાં સમાજના વ્યક્તિઓના ઘરેઘરે જઈને મંડળના સભ્યો બનાવ્યા તેમજ સમાજલક્ષી કાર્યમાં સક્રિય ભાગીદારી કરી. હાલ શ્રી મહા

ગુજરાત દશનામ ગોસ્વામી મહા મંડળ, દક્ષિણ પ્રદેશમાં મહામંત્રી તરીકે સેવા કાર્યરત છે.

સમાજ સંગઠીત થાય અને પ્રગતિ તેમજ વિકાસના કામો થાય તેવી ઈચ્છાઓ ધરાવે છે.

આગામી સમયમાં શિક્ષણને સંલગ્ન સુરતમાં કામ થાય તેવા પ્રયાસ કરવા.

ધર્મ: નૈતિક મૂલ્યોને અનુસરીને જીવન ધોરણ જીવીએ એજ ખરો ધર્મ.

રાજકિય ક્ષેત્રે આગળ વધવાની કોઈ ઈચ્છા નથી.

ગુરુજીનું નામ: કૈલાશવાસી શ્રી ધરમગિરિ મોરારગિરિ ગોસ્વામી બાપુ.

**પ્રેરણા.:**

માતા-પિતાનો સંઘર્ષ જોઇને જીવનની પ્રેરણા મળી.

સમાજ સંગઠન માટે શક્ય એટલા જેનાથી થાય તે તમામ સમાજ સેવકોએ પૂર્ણ પ્રયાસ કરવા જોઈએ. સમાજને સંદેશ:

ગાંધીનગર ખાતે જેમ શૈક્ષણિક સંકુલ બનવા જઈ રહ્યુ છે, તેવું શૈક્ષણિક સંકુલ સુરતમાં બને અને આપણા સમાજની વાડી સુરતમાં બને તેવા સઘન પ્રયાસો કરવા જોઈએ.

શ્રી નરેશગિરિ બાપુને ઓમ નમો નારાયણ.

**દશનામ ગોસ્વામી સમાજ સુરત**નું એક નવું અને સમાજની વાચા આપતું નાવિન્ય સભર લેખોથી ભરપૂર માસિક ઈ-મેગેઝિન **"દશનામ સરક્યુલર"** ઉત્તરોત્તર પ્રગતિ કરે અને સોશિયલ મિડિયામાં આગવી ઓળખ ઊભી કરે તેવી અંતઃકરણપૂર્વકની શુભકામનાઓ... **"દશનામ સરક્યુલર વિશેષાંક"** ને

**...ખૂબ ખૂબ શુભેચ્છાઓ...**







**ગં.સ્વ. મંજુલાબેન શાંતિગિરિ ગોસ્વામી**

**શ્રી નરેશગિરિ શાંતિગિરિ ગોસ્વામી – અ.સૌ. છાયાબેન નરેશગિરિ ગોસ્વામી**

**શ્રી સાગરગિરિ નરેશગિરિ ગોસ્વામી**

**શ્રી કૌશલગિરિ નરેશગિરિ ગોસ્વામી**





(ગામ: ભાડેર, જી. અમરેલી. હાલ : સુરત)

## સમાજ **સેવા**




### પૂર્વ ઉપપ્રમુખશ્રી મહાગુજરાત દશનામ ગોસ્વામી મહામંડળ
### પ્રમુખશ્રી દશનામ ગોસ્વામી યુવક પ્રગતિ મંડળ, સુરત.

# શ્રી હરેશપુરી કૈલાશપુરી ગોસ્વામી

**(નવું પા / સુરત.)**

ભાવનગર જિલ્લાના ગારિયાધર તાલુકાના નવું પા ગામના કૈલાશપુરી બાપુ દાયકાઓ અગાઉ ધંધાર્થે સુરતમાં સ્થાયી થયા. એ જમાનામાં સમાજને એક કરવા ખૂબ મહેનત કરી. બિલ્ડિંગ મટરિયલ સપ્લાયનું કામ શરૂ કર્યું. સમાજવાડી બનાવવાનું સપનું હતું,

એ પુરું કર્યું એમનાં પૂત્ર હરેશપુરીએ...

કૈલાશપુરી બાપુ - વિમળાબાને ત્રણ દીકરા. હરેશભાઈનો જન્મ 9-10-1974નાં.12 ભણ્યા. આગળ ભણીને નોકરી કરવા કરતાં પિતાજીના ધંધામાં અઢાર વર્ષની ઉંમરે લાગી ગયા.

સમાજ પ્રેમી પરિવારમાં થી આવતા આવે છે, એટલે સમાજ પ્રત્યે અપાર લાગણી. 2007માં સુરત દશનામ ગોસ્વામી સમાજનાં પ્રથમ સમૂહ લગ્નોત્સવ યોજાયાં, એમાં તન,મન, ધન થી સમાજસેવા બજાવી. આથી સમાજનાં આગેવાનોએ નક્કી કર્યું કે સમાજનું સંચાલન હરેશપુરીને આપવું. આમ, 2008 થી તેઓ નિર્વિવાદ પ્રમુખપદે સેવા આપે છે.

સુરત દશનામ ગોસ્વામી સમાજનું કંઈ પણ કામ હોય, હરેશભાઇ ખડે પગે તૈયાર હોય. એમની આગેવાનીમાં અનેકવિધ પ્રવૃતિઓ થતી હોય છે. પૂજ્ય ગિરિ બાપુની કથા કરાવી. દાયકા પહેલાં પોણા કરોડ થી ઉપર ખર્ચ આવ્યો. પણ અડીખમ પ્રમુખ સાહેબ બધે પહોંચી વળે. ઈતર સમાજમાં પણ વગ ધરાવે.

૨૦૧૪માં સમૂહ લગ્નોત્સવ યોજ્યાં. આ શાહી લગ્નોત્સવ અનેક રીતે અલગ હતાં. ભવ્ય સમારોહમાં એકવીસ દંપતીઓએ પ્રભુતામાં પગલાં પાડયાં હતાં.

૨૦૧૮માં મહિલા મંડળને પ્રોત્સાહન મળે, એથી સ્ત્રી શક્તિને મહત્વ આપ્યું. સુરત જ નહીં, સમગ્ર ગુજરાત દશનામ ગોસ્વામી સમાજને શ્રેષ્ઠ ઉદાહરણ પૂરું પાડ્યું. મહિલાઓ લગ્ન પ્રસંગ વધુ સારી રીતે ઉકેલી શકે, એથી સ્ત્રીઓને આગળ કરવાની જરૂર છે. સુરત દશનામ ગોસ્વામી મહિલા મંડળ દ્વારા સુપેરે લગ્નોત્સવ યોજાયો.

પ્રમુખ શ્રી વિદ્યાર્થીઓને પ્રોત્સાહન મળે એ માટે દર વર્ષે તેજસ્વી વિદ્યાર્થીઓ માટે સરસ્વતી સન્માન સમારોહ યોજે છે, જેમાં સમાજનાં હોંશિયાર વિદ્યાર્થીઓ - વિદ્યાર્થિનીઓને ભેટ સોગાદો આપે છે. દિવાળી ઉપર દર વર્ષે સ્નેહ મિલન યોજે છે. સુરત દશનામ ગોસ્વામી સમાજવાડી બનાવવામાં સિંહફાળો આપ્યો. સતત દોડધામ કરીને પણ સમાજ વાડી બનાવી, નામ અપાયું કૈલાશ વાટિકા... સુંદર મજાની વિશાળ વાડીમાં અનેકવિધ પ્રવૃત્તિઓ થતી રહે છે.

એમનાં લગ્ન કુંભણ ગામનાં શિવગિરિ કાશીગિરિ ગોસ્વામીનાં દીકરી ઇલાબેન સાથે થયાં. બે સંતાન છે, ધ્રુવપુરી અને ધાર્વીબેન.

શ્રી દશનામ ગોસ્વામી યુવક પ્રગતિ મંડળ દ્વારા કંઈ કેટલીયે પ્રવૃતિઓ થતી હોય છે. હરેશપુરી બાપુ

શ્રી સુરત દશનામ ગોસ્વામી યુવક પ્રગતિ મંડળનાં પ્રમુખ, ઉપરાંત મહા ગુજરાત દશનામ મહા મંડળમાં ઉપપ્રમુખ પદે સેવા આપે છે. મહા ગુજરાત દશનામ મહા મંડળમાં સુરત વિભાગમાં ટ્રસ્ટી તરીકે પણ સેવા આપી રહ્યા છે.

મસ્ત મૌલા જેવા અલગારી માણસ હરેશ બાપુ આનંદ વાળા માણસ છે. રાજકારણમાં જઇ શક્યા હોત, પણ પોતાનો બધો જ સમય સમાજને આપ્યો. પોતાનું વ્યક્તિગત

નામ નહીં, પણ દશનામ સમાજનું નામ આગળ આવવું જોઇએ. એટલે બીજી કોઇ રાજકિય કે ધાર્મિક સંસ્થાઓમાં જોડાવાનું ટાળે છે. સમાજને એક થવા હાકલ કરે છે.

શિક્ષણ, આરોગ્ય, ધાર્મિક, સમારોહ યોજતા રહે છે. વર્ષોથી પ્રમુખ પદે છે, પણ કયાંય કોઈ ફરિયાદ ઉઠતી નથી. એનું કારણ છે એમનો નિર્મળ સ્વભાવ. કોઈ પણ વ્યક્તિ ગમે ત્યારે કૉલ કરી શકો. સમાજનાં આર્થિક રીતે નબળા માણસને હાથ પકડીને ઉપર લાવે છે. કંઈ પણ કામ હોય, તેઓ હંમેશા તત્પર હોય...

સંત સમાજમાંથી આવીએ છીએ, માટે ધર્મ પણ નિભાવવો જોઇએ. નવી પેઢી સમાજ પ્રત્યે લાગણી ધરાવે એ માટે કટિબધ્ધ છે.

સુરત દશનામ ગોસ્વામી સમાજ એક પરિવારની જેમ જ રહે છે. બધા જ યથાશકિત તન મન ધન થી સહયોગ આપે છે. ખુશાલભારથી ભીખુભારથી ગોસ્વામી, કિશોરગિરિ બળદેવગિરિ ગોસ્વામી, ભરતપુરી સવાઈપુરી ગોસ્વામી, મહેશગિરિ અમરગિરિ ગોસ્વામી સહિતના આગેવાનો સમાજ સેવા કરી રહ્યા છે.

પ્રમુખ શ્રી જણાવે છે કે, બહુ તંત બલવંત..

ઓમ નમો નારાયણ.



# શ્રી સમસ્ત દશનામ ગોસ્વામી સમાજ સુરતને



## ઉત્તરોત્તર પ્રગતિની

## ...હાર્દિક શુભકામનાઓ...





### :: શુભેચ્છક ::

| | |
|---|---|
| કૈ.વા. કૈલાશપુરી દેવપુરી ગોસાઈ | ગં.સ્વ. નિર્મળબેન કૈલાશપુરી ગોસાઈ |
| શ્રી હરેશપુરી કૈલાશપુરી ગોસાઈ | અ.સૌ. ઈલાબેન હરેશપુરી ગોસાઈ |
| શ્રી રાજેશપુરી કૈલાશપુરી ગોસાઈ | અ.સૌ. હર્ષાબેન રાજેશપુરી ગોસાઈ |
| શ્રી શૈલેષપુરી કૈલાશપુરી ગોસાઈ | |
| શ્રી ધ્રુવપુરી હરેશપુરી ગોસાઈ | અ.સૌ. ઋતુ ધ્રુવપુરી ગોસાઈ |
| શ્રી હર્ષિલ અતુલભાઈ જાગાણી | અ.સૌ. ધાર્વી હર્ષિલ જાગાણી |
| જેનિલપુરી રાજેશપુરી ગોસાઈ | ઋત્વા રાજેશપુરી ગોસાઈ |

**કૈ.વા. કૈલાશપુરી બાપુ પરિવાર**

(મુળ ગામ - નવું પા, હાલ સુરત)

## સમાજ **સેવા**




શ્રી દશનામ ગોસ્વામી યુવક પ્રગતિ મંડળ સુરતના
**ખજાનચીશ્રી**

## શ્રી ખુશાલભારથી ભીખુભારથી ગોસ્વામી

(કાપ્રોડી / સુરત.)

શ્રી સુરત દશનામ ગોસ્વામી સમાજ પ્રગતિ મંડળના ખજાનચીશ્રી ખુશાલભારથી બાપુ સાચા અર્થમાં સમાજસેવા બજાવે છે. મંડળનાં કુબેર એવા ભારથી બાપુ પાઈ પાઈનો હિસાબ વોટ્સએપ દ્વારા સમય સમય પર ફોરવર્ડ કરતા હોય છે, જેથી પારદર્શિતા જળવાઈ રહે.

પ્રમુખ શ્રી હરેશપુરી બાપુ એટલે જ કહે છે કે જે કંઇ હોય તે, ખુશાલ બાપુને પૂછી લેવું. અત્રે નોંધનીય છે કે દિલદાર પ્રમુખશ્રી પુરીબાપુની આગેવાનીમાં સમાજના ભીષ્મ પિતામહ એવા શ્રી ખુશાલ બાપુ સહિત સમગ્ર ટીમ સતત સમાજલક્ષી વિવિધ પ્રવૃતિઓ કરતા રહે છે.

કૈલાશ વાટિકા માટે ભંડોળની જરૂરિયાત હતી, ત્યારે ખુશાલ બાપુએ લાખો રૂપિયાની રકમની વ્યવસ્થા કરી હતી. પોતે વેલસેટ છે. સમાજનાં કામો માટે પોતાનો ધંધો બંધ કરીને પણ દોડાદોડી કરે છે.

મળવા જેવા ઉત્સાહી માનવી યુવાનોને પ્રેરણા આપે છે કે સમાજસેવામાં જોડાઓ. એમનાં કાર્યની નોંધ સમગ્ર મંડળ અને ગુજરાત ભરમાં લેવાય છે.

સરળ સ્વભાવના હોવાથી બધા સાથે મળીને રહે છે. એમની મહત્વાકાંક્ષાઓ ઉંચી અને અનેરી છે. હું નહીં પણ આપણે... એકમેકનો હાથ પકડીને ચાલવામાં માને છે. મંડળનાં લાખો - કરોડોનો વહીવટ સુપેરે સાંચવે છે. પૈસા ભેગા કરવાથી માંડીને પૈસા બચાવવા એ બધાં જ કામોમાં મહારથ હાંસલ છે.

ખુશાલભારથી બાપુને ઓમ નમો નારાયણ.

સમાજ
**ગૌરવ...**




# એક બનો નેક બનો...

# શ્રી ભરતપુરી સવાઈપુરી ગોસ્વામી

## (હાવતડ-લાઠી / સુરત)

**દશનામ ગોસ્વામી સમાજ આજે અનેક રીતે વિકાસની હરણફાળ ભરી રહ્યો છે, ત્યારે સમાજના મહાનુભાવોનાં જીવન-કવન આપણે જાણવા જોઇએ, પ્રેરણા લેવી જોઈએ.**

શ્રી સુરત દશનામ ગોસ્વામી સમાજમાં મુઠ્ઠી ઊંચેરું નામ એટલે ભરતપુરી બાપુ.

જન્મ તારીખ - 25/01/1969, માતાનું નામ જસુબેન, મૂળ ગામ - હાવતડ, તા. લાઠી, જી. અમરેલી, હાલે સુરત.

એમનાં વડીલોએ શિવપૂજા ઉપરાંત ધંધા, રોજગાર પણ કર્યા. ડાયમંડનુ કારખાનુ, મંદિર સેવા-પુજા, સમાજસેવા કરતા. ભરતપુરી બાપુએ 10 પાસ કર્યું. નાનપણ સુરતમાં જ વીત્યું. અભ્યાસ કરીને

નોકરીએ લાગ્યા ડાયમંડમાં, 1987માં. પહેલો પગાર 700 રૂ. નાનકડી શરૂઆત કરી, આજે ટેક્ષટાઇલ્સમાં છે. આર્થિક ઉપાર્જનની સાથે સાથે વડીલોએ શીખેવલ સમાજ સેવાની જ્યોત પણ જગાવતા રહ્યા છે. ધર્મની સાથે સમાજસેવા પણ બજાવી જાણી. સમાજના કાર્યક્રમોમાં દાતાશ્રી તરીકે અનેક સન્માનપત્રો મળેલ છે. કંઈ પણ કાર્ય હોય, ભરતપુરી બાપુ અડીખમ બનીને ઉભા હોય.

ભરતપુરી બાપુના લગ્ન મોટા કુટવડાના રતીગિરિ શ્યામગિરિ ગોસ્વામી બાપુનાં દીકરી દક્ષા બેન સાથે 13/12/1989ના રોજ થયાં. નિશાંતપુરી, તેજસપુરી (સંતવાણી આરાધક) પણ પિતાશ્રીનાં પગલે સમાજસેવા - ધર્મસેવા બજાવી રહ્યા છે. તેજસપુરી અલખના આરાધક તરીકે ઓળખાય છે અને ભજન ગાય છે.

ભરતપુરીજી શ્રી સુરત દશનામ ગોસ્વામી યુવા પ્રગતિ મંડળમાં 2014થી મહામંત્રી તરીકે અને લાઠી લીલીયા દામનગર ગોસ્વામી મંડળમમાં દશ વર્ષથી ઉપપ્રમુખ તરીકે કાર્યરત છે. ઉપરાંત અન્ય સામાજિક, ધાર્મિક સંસ્થાઓમાં પ્રત્યક્ષ, કે અપ્રત્યક્ષ રીતે જોડાયેલા છે. હોદા કરતાં કામને મહત્વ આપે છે.

સમાજને શીખ આપે છે કે સમાજમાં વાદવિવાદ છોડી સંગઠન મજબુત બનાવી શક્તિ મુજબ સેવાકીય પ્રવૃત્તિઓ કરતાં રહેવું જોઈએ. બહુ તંત બલવંત. તેઓ આ સ્થાનેથી એક વચન આપે છે. જેટલી થાય એટલી તન, મન, ધનથી સમાજની સેવાકીય પ્રવૃત્તિઓ ચાલુ રાખીશ.

ભરતપુરી બાપુના કહે છે, સનાતન ધર્મ શ્રેષ્ઠ છે અને આપણો જે નિજ ધર્મ છે તે કદાપી ના છોડવો જોઇએ, માતા-પિતા,ઇષ્ટદેવ, કુળદેવીની થાય એટલી સેવા, ભક્તિ કરવી જોઈએ. આપણે ભગવા વાળા છીએ, તો ભગવાનો મહિમા અપરંપાર જીવી જાણીએ.

ભરતપુરી બાપુના ગુરુજી પ. પૂ. શ્રી ક્ષિપ્રાગિરિજી બાપુ (કંથેરીયા હનુમાન, પાલનપુર).

સુરત ખાતે પૂજ્ય શ્રી ગિરિબાપુની શિવકથા આયોજનનું કર્યું હતું. સરસ્વતી સન્માન સમારંભ તેમજ સુરતમાં શાહી સમૂહલગ્નમાં પ્રમુખ શ્રીના માર્ગદર્શનમાં તન, મન, ધનથી સેવા બજાવી. લાઠી લીલીયા દામનગર મંડળ આયોજિત ચાર સમૂહલગ્નમાં સહયોગ આપ્યો.

સમાજ હિતના દરેક કાર્યમાં તન, મન, ધનથી સહકાર આપવો અને એકતા કરીને સમાજને મજબુત બનાવી "એક બનો,નેક બનો" સુત્રને સાર્થક કરો એવું આહવાન કર્યું હતું.

જય હો...

**જીવનમાં તમારા સુખ દુ:ખમાં,**
**તમારી કુંડળી કરતા તમારી મંડળી વધુ ભાગ ભજવે છે.**

## સમાજ સેવા







### શ્રી દશનામ ગોસ્વામી યુવક પ્રગતિ મંડળ, સુરત
### ના "કૈલાસ વાટિકા" ના
## ડાયમંડ ટ્રસ્ટીશ્રી

## કૈ.વા. ઘનશ્યામગિરિ અમરગિરિ ગોસ્વામી
## શ્રી મહેશગિરિ અમરગિરિ ગોસ્વામી

**( જામકાગીર / સુરત)**

સુરત દશનામ સમાજનાં આગેવાનો, કાર્યકરો, મહાનુભાવોને બિરદાવવાની, વંદન કરવાની કવાયતમાં શ્રી મહેશ બાપુને આદર સહ યાદ કરવા પડે.

સાદગી ભર્યું જીવન. વાતે વાતે કહે, ભાઇ સારા પ્રતાપ અમારા ભાઇ કૈલાશવાસી ઘનશ્યામભાઈના. અમને જીવનનો

મર્મ અને મારગ ચિંધ્યો. ઉજળા કરી બતાવ્યા.

ધીર ગંભીર સ્વભાવના મહેશ ભાઈએ મોટાભાઈની વિદાય બાદ સંયુક્ત કુટુંબની જવાબદારી ઉપાડી લીધી છે. તથા મોટાભાઈની સેવાકીય પ્રવૃત્તિઓની જગ્યા પણ સંભાળી લીધી છે. સમાજના દરેક કાર્યમાં તન, મન, ધનથી સેવા બજાવે છે.

બિલ્ડર ક્ષેત્રમાં વ્યવસાય કરતા શ્રી મહેશગિરિ સમજના દરેક કાર્યક્રમમાં શરૂઆતથી કરીને પૂર્ણાહુતિ સુધી મદદ કરે છે. એમનો સિંહ ફાળો હોય છે. એમની નોંધ દરેક વ્યક્તિ લે છે.

કૈલાશધામ આશ્રમ અને કૈલાશ-વાટિકામાં ખુબજ સુંદર કામગીરી બજાવી છે. મોટાભાઈની અચાનક વિદાયથી નાસીપાસ થવાને બદલે, રોદણાં રડવાને બદલે કર્મઠ બનીને તમામ મોરચાઓ સંભાળી લીધા.

સમાજના દરેક વ્યક્તિ સાથે આત્મિયતાથી મળતા આ મહેનતકશ માનવીને ઝાઝા કરીને ઓમ નમો નારાયણ.






# દશનામ
## સરક્યુલર

# માસિક ગુજરાતી ઈ-મેગેઝિન

### દર મહિને અંક પ્રાપ્ત કરવા માટે

 વોટ્સએપ ગ્રુપ 


 ટેલિગ્રામ ચેનલ 


 ગુગલ ડ્રાઈવ 


 **INTERNET** Archive
ગુજરાતી **ઓડિયો** સાથે. 



# દશનામ
સરક્યુલર

## દ્વારા પ્રકાશિત થયેલા **વિશેષાંકો**ની ઝલક...

 દરેક અંક **ડાઉનલોડ** કરવા માટે **CLICK**



## સહકાર આપવા બદલ આપશ્રીનો

# ખૂબ ખૂબ આભાર










## શ્રી દશનામ ગોસ્વામી યુવક પ્રગતિ મંડળ, સુરત

### મંડળ દ્વારા થતાં કાર્યો :

- સંસ્કૃતિની જાળવણી સાથે જતન
- સમાધીની પરંપરાની જાળવણી
- સારસ્વત સન્માન સમારોહ
- નૂતન વર્ષે સ્નેહ સંમેલન
- પ્રતિવર્ષ સમૂહભોજન
- રક્તદાન શિબિર
- ચક્ષુદાન તથા દેહદાન સંકલ્પ શિબિર
- ધાર્મિક કાર્યક્રમો
- કથા - સંતવાણી
- સમૂહલગ્ન
- કુદરતી આફતના સમયે સહાય

### મંડળ દ્વારા ભવિષ્યના સપનાઓ :

- સમાજવાડીનું નિર્માણ
- જાહેર સમાધી પૂજન
- ઉચ્ચતર માધ્યમના વિદ્યાર્થીઓને લોન
- સ્થાયી મકાન માટેની લોન
- વિદેશ અભ્યાસ માટેની લોન
- વિદ્યાર્થીઓને રહેવા માટે છાત્રાલય
- બહારગામના મહેમાનો માટે નિવાસ સ્થાન
- સંત નિવાસ
- સમાજની પ્રતિભાશાળી વ્યક્તિના સન્માન
- ટ્રસ્ટી દ્વારા સંચાલન
- સભ્યોને વિમા કવચ

**''વિના સહકાર નહીં ઉધ્ધાર''**

ઈલેક્ટ્રોનિક મિડિયા પ્રચાર તેમજ માહિતી દ્વારા ચાલતું એકમાત્ર મંડળ

**શ્રી દશનામ ગોસ્વામી યુવક પ્રગતિ મંડળ, સુરત.**

**: 99259 13100**